# શ્રી બહુચર આરાધના



# શ્રી બહુચર આરાધના



- પૂજનવિધિ
- સ્તુતિ - ગુણ ગાન
- બહુચર ચાલીસા
- બહુચર બાવની
- શક્તિપીઠની પ્રાગટ્ય કથા
- બાવન શક્તિપીઠની સ્થાપના
- શ્રી બહુચરમાની પ્રાચીનતા
- શ્રી બહુચરમાની ઉત્પત્તિકથા
- શ્રી બહુચરમાના પરચાઓ
- વિવિધ ગરબાઓ
- વિવિધ આરતીઓ
- વિવિધ થાળ

સંપાદક :
શ્રી બળવંત ભાસ્કર




સસ્તું પુસ્તક ભંડાર
પુસ્તક પ્રકાશક અને વિક્રેતા

કિંમત
રૂ.૧૦/-

● લક્ષ્મી સિનેમાની ગલીમાં, સ્ટેશન રોડ, નડિયાદ. ફોન : (ઓ) ૨૫૬૬૨૫૮
● ભદ્રીની બારીમાં, ગાંધી રોડ પુલ નીચે, અમદાવાદ-૧. ફોન : ૨૨૧૧૦૦૬૨, ૨૨૧૪૭૧૦૧

## શ્રી બહુચરમાની સ્તુતિ

આદ્યશક્તિ તુજને નમું રે, બહુચર ગણપત લાગુ પાય.
દીન જાણી દયા કરો રે, બહુચરી મુખે માગું તે થાય.
વાણી આપોને પરમેશ્વરી, બહુચરી ગુણ તમારા ગાય.
ચોસઠ બે'ની માડી સામટી રે, બહુચરી માન સરોવર જાય.
માન સરોવર ઝીલતાં રે, બહુચરી કરતાં તે નિત વિલાસ.
શંખલપુર ગામ સોહામણું રે, બહુચરી ત્યાં તમારો વાસ.
સર્વ મળી કીધી સ્થાપના રે, બહુચરી સોનું ઘડે સોનાર.
ઘડિયાં બાજુબંધ બેરખાં રે, બહુચરી ઘડિયા એવાવન હીર.
પ્રથમ ચરિત્ર તમે કર્યા રે, બહુચરી માર્યો તે મહિષાસુર.
રક્ત નેહાં કરી મારિયો રે, બહુચરી રક્ત ચલાવ્યા પૂર.
માર્યા તે મ્રગ બોલાવિયા રે, બહુચરી આરાસુરી ગઢમાંય.
શુંભ નિશુંભ હાથે હણ્યાં રે, બહુચરી માર્યા તેને પળમાંય.
ઘોડીમાંથી ઘોડો કર્યો રે, બહુચરી સ્ત્રીમાંથી કર્યો પુરુષ.
હવે હૈયું નથી રહેતું રે, બહુચરી કઠણ આવ્યો આદિકાળ.
ધર્મ થયો ધરણી ધસી રે, બહુચરી પુણ્ય ગયો પાતાળ.
હોમ હવન ત્યાં થાય છે રે, બહુચરી શ્રીફળ ઘણાં હોમાય રે.
બ્રહ્મ વેદ ભણાય છે રે, બહુચરી આનંદ ઓચ્છવ થાય.
કર જોડીને વિનવું રે, બહુચરી વલ્લભ તારો દાસ.
સદા સેવક છે તારો રે, બહુચરી રાખો ચરણની પાસ.
ચરણ પખાળી તુજને નમું રે, બહુચરી વૈકુંઠ હોય વાસ.
ગાય શીખે ને સાંભળે રે, બહુચરી તેની પૂરે આશ.

## શ્રી બહુચરમાના ગુણગાન

ઋષિ - મુનિની યાચના સાંભળી, મા બહુચરમા
તમે શક્તિ સ્વરૂપે ધર્યો અવતાર, મા બહુચરમા
નામ ધર્યું બાલા ત્રિપુરા સુંદરી, મા બહુચરમા



દંઢાસુર દૈત્યનો કર્યો નાશ, મા બહુચરમા
કપિલ મુનિની વિનંતી સાંભળી, મા બહુચરમા
ગોળ સ્થાપનથી થયા સાક્ષાત્, મા બહુચરમા
દેવલબાની કુખે લીધો જન્મ, મા બહુચરમા
વાઘણ રૂપ ધરી મકરાણીને ભગાડ્યા, મા બહુચરમા
મેપા લૂંટારાને પરચો બતાવ્યો, મા બહુચરમા
તેને શાપ આપી પાવૈયો બનાવ્યો, મા બહુચરમા
કુરથી આખું રાજસૈન્ય જમાડ્યું, મા બહુચરમા
રાજાએ તારીને બાળકોની મશ્કરી કરી, મા બહુચરમા
તેઓને ભમરા થઈ ચખાડ્યો સ્વાદ, મા બહુચરમા
રાજા વિક્રમને તમે સહાય કરો, મા બહુચરમા
બ્રાહ્મણનો દીકરો મૂંગો ને બોબડો, મા બહુચરમા
તે તો થયો સાંભળતો ને બોલતો, મા બહુચરમા
કુંવરીમાંથી કુંવર બનાવિયો, મા બહુચરમા
તેમ કૂતરીમાંથી કૂતરો બનાવ્યો, મા બહુચરમા
તેમ ઘોડીમાંથી ઘોડો બનાવ્યો, મા બહુચરમા
મ્લેચ્છોના પેટમાં બોલાવ્યા કૂકડા, મા બહુચરમા
તે તો જીવ લઈ નાઠા રાતોરાત, મા બહુચરમા
ગાયકવાડ સરકારને પરચો બતાવ્યો, મા બહુચરમા
તેણે દીન ભાવે શરણું સ્વીકાર્યું, મા બહુચરમા
શંખલપુર ગામે સ્થાનક સ્થાપ્યું, મા બહુચરમા
તમને પૂજે છે અઢારે વરણ, મા બહુચરમા
કૂકડા ઉપર બિરાજમાન છો, મા બહુચરમા
ત્રિશૂળ-તલવાર શ્રી વરદ હસ્તમાં છે, મા બહુચરમા
ભક્તોની સહાયે દોડી પડો છો, મા બહુચરમા
તમારા ગુણલાનો ના આવે પાર, મા બહુચરમા
અમારી ભક્તિ સ્વીકારજો આજ, મા બહુચરમા

બોલો બહુચરમાતની જય

# પૂજન વિધિ

આરાધના એટલે ભક્તિ. સરળ અને સાદી ભક્તિને જ આરાધના કહેવામાં આવે છે. આરાધનામાં કોઈ જાતનું જોખમ નહિ કે કશી ચિંતા નહિ. આથી સંપત્તિ-ઐશ્વર્ય-પુત્રાદિ પ્રાપ્ત કરવા, સુખ-શાંતિથી જીવન વ્યતીત કરવા કે પોતાના કલ્યાણ અર્થે ઈષ્ટ દેવ-દેવીની આરાધના કરવી ઉત્તમ છે.

આરાધના કરનારે થોડા સાદા અને સરળ નિયમો પાળવાના હોય છે. આ નિયમો ફરજિયાત પાળવાના હોતા નથી, પણ બને તેટલા પાળવા જોઈએ. જેટલા વધુ પાળે તેટલા વધુ સારા છે. નિયમો પાળવાથી પૂજાનું શુભ ફળ પ્રાપ્ત થાય છે.

પૂજાપાઠ કરતાં પહેલાં દેહશુદ્ધિ, મનશુદ્ધિ અને સ્થળશુદ્ધિ કરવી આવશ્યક છે. દેહશુદ્ધિ એટલે શૌચ, દંતમંજન, સ્નાનથી પવિત્ર થવું. મનશુદ્ધિ એટલે મલિન વિચારો ત્યાગી, સાત્ત્વિક વિચારોમાં રહી ઈષ્ટદેવનું શરણાગત ભાવથી પાઠ-પૂજન કરવું. સ્થળશુદ્ધિ એટલે જ્યાં બેસીને પૂજન કરવાનું છે, તે જગ્યા સાફ-સૂફ કરી, ગંગાજળ છાંટી પવિત્ર કરવી. એકાંત જગ્યા વધુ અનુકૂળ પડે.

પૂજાની સામગ્રીમાં અબીલ, ગુલાલ, કંકુ, ચંદન, કેસર, પુષ્પો, નૈવેદ્ય, આચમની, તરભાણું, પવાલું, બેસવા માટે ઊન કે દર્ભ કે સાદું સ્વચ્છ આસન, પંચામૃત, માતાજીની છબી કે મૂર્તિ, માળા, પહેરવા માટે લાલ રેશમી વસ્ત્ર, દીવા માટે ઘી કે તેલ, દીવાસળીની પેટી, રૂ આદિ સામગ્રી ભેગી કરીને રાખવી.

પૂજા પંચોપચાર, દશોપચાર, ષોડશોપચાર કે માનસીપૂજા આમાંથી કોઈપણ એક પ્રકારની પૂજા કરવી. સામાન્યપણે ષોડશોપચાર વિધિથી પૂજા વધુ થાય છે તેમાં (૧) આવાહન (૨) આસન (૩) પાદ્ય (૪) અર્ઘ્ય (૫) આચમન (૬) સ્નાન (૭) વસ્ત્ર (૮) ગંધ (૯) ચોખા (૧૦) પુષ્પ (૧૧) ધૂપ (૧૨) દીપ (૧૩) નૈવેદ્ય (૧૪) પુનઃ આચમન (૧૫) તાંબૂલ (૧૬) નિરાજન (આરતી)

પૂજા માટે પ્રાતઃકાળે વહેલા ઊઠી, નાહીને સ્વચ્છ વસ્ત્રો કે લાલ



રેશમી વસ્ત્ર પહેરવું. પછી પવિત્ર સ્થળ પસંદ કરી, તેને સાફ-સ્વચ્છ કરી, ત્યાં આસન પાથરી, પૂર્વાભિમુખે કે ઉત્તરામુખે બેસવું. નજીકમાં પૂજાની બધી સામગ્રી મૂકવી.

**આચમન :** ત્રણ વખત હાથમાં પાણી લઈ પીવું.

**ન્યાસ :** ડાબા હાથમાં પાણી લઈ જમણા હાથ વડે તેને જે-તે અંગને મંત્ર બોલી જળ લગાવવું :

ૐ અંગુષ્ઠાભ્યાં નમઃ । ૐ તર્જનીભ્યાં નમઃ ।
ૐ મધ્યમાભ્યાં નમઃ । ૐ અનામિકાભ્યાં નમઃ ।
ૐ કનિષ્ઠિકાભ્યાં નમઃ । ૐ કરતલકરપૃષ્ઠાભ્યાં નમઃ ।

**હૃદયન્યાસ :**

ૐ હૃદયાય નમઃ । ૐ શિરસે સ્વાહા ।
ૐ શિખાયે વષટ્ । ૐ કવચાય હું ।
ૐ નેત્રત્રયાય વૌષટ્ । ૐ અસ્ત્રાય ફટ્ ।

**ષોડશોપચાર વિધિ :**

(૧) શ્રી બહુચરાય નમઃ પાદ્યં સમર્પયામિ ।
(૨) શ્રી બહુચરાય નમઃ અર્ઘ્યં સમર્પયામિ ।
(૩) શ્રી બહુચરાય નમઃ આચમનીયં સમર્પયામિ ।
(૪) શ્રી બહુચરાય નમઃ સ્નાનં સમર્પયામિ ।
(૫) શ્રી બહુચરાય નમઃ પંચામૃત સ્નાનં સમર્પયામિ, પંચામૃત સ્નાનં તે શુદ્ધોદક સ્નાનં સમર્પયામિ ।
(૬) શ્રી બહુચરાય નમઃ વસ્ત્રોપવસ્ત્રે રક્તસૂત્રં સમર્પયામિ ।
(૭) શ્રી બહુચરાય નમઃ અલંકારાર્થ અક્ષતાનં સમર્પયામિ ।
(૮) શ્રી બહુચરાય નમઃ ચંદનં સમર્પયામિ, કુમકુમં સમર્પયામિ ।
(૯) અક્ષતં સમર્પયામિ ।
(૧૦) શ્રી બહુચરાય નમઃ અબીર સમર્પયામિ, ગુલાલં સમર્પયામિ, હરિદ્રાં સમર્પયામિ, સૌભાગ્ય દ્રવ્યાદિ સમર્પયામિ ।
(૧૧) શ્રી બહુચરાય નમઃ ધૂપં સમર્પયામિ । દીપં દર્શયામિ ।
(૧૨) શ્રી બહુચરાય નમઃ નૈવેદ્યં સમર્પયામિ ।

ત્યાર પછી જમાડતા હોય- કોળિયા ભરાવતા હોય તેમ માતાજીને

બતાવીને બોલવું કે હ્રીં પ્રાણાય સ્વાહા, હ્રીં અપાનાય સ્વાહા, હ્રીં વ્યાનાય સ્વાહા, હ્રીં ઉદખાય સ્વાહા, હ્રીં સમાનાય સ્વાહા.

બાદ આચમનીમાં જળ લઈ નીચે થાળીમાં કે તરભાણામાં નાખવું. ફરીથી પાંચેય વાર હ્રીં પ્રાણાય સ્વાહા.... એમ બોલી ચાર વખત ભરી ભરીને તરભાણામાં જળ મૂકવું. (આમ માતાજીએ જમી લીધું છે એમ ભાવના કરવી.)

(૧૩) શ્રી બહુચરાય નમઃ પુષ્પં સમર્પયામિ, મુખવાસં સમર્પયામિ

(૧૪) બહુચરમાની આરતી ઉતારવી.

(૧૫) શ્રી બહુચરાય નમઃ પુષ્પાંજલિ સમર્પયામિ ।

(૧૬) બહુચરમાની સ્તુતિ-પ્રાર્થના કરી કહેવું શ્રી બહુચરાય નમઃ પ્રાર્થનાપૂર્વક નમસ્કરોમિ ।

છેલ્લે હાથમાં કે આચમનીમાં જળ લઈ બોલવું અને પૂજનાર્ચ્યન કર્મણાથી બહુચરાય દૈવ્યે પ્રિયનામ નમમ, તરસદ બ્રહ્માર્પણ મસ્તુ ।

**માનસી પૂજા :**

ઉપરોક્ત ષોડશોપચાર પૂજા-વિધિ જોઈ. દરેક માટે આ સુલભ બનતું નથી. કેટલીક વખત આર્થિક રીતે તો કેટલાકમાં સમય-મર્યાદા પૂજનમાં બાધકરૂપ નીવડે છે. આના ઉકેલરૂપે પૂજા કરનાર માટે માનસીપૂજન આવશ્યક, ઉપયોગી અને સરળ થઈ પડે છે.

માનસપૂજામાં તમારે પૂજા કરતી વખતે ફક્ત મનમાં કલ્પના કરવાની છે. જેમ કે, બહુચરમા કૂકડા ઉપર બિરાજમાન છે. તેમણે ચાર હસ્તમાં ત્રિશૂળ, તલવાર, શ્રી ને વરમુદ્રા ધારણ કરેલ છે. માથે સોનાનો મુગટ, ગળામાં પુષ્પની માળા તેમજ સુવર્ણાલંકારો, કાનમાં કુંડળ, સુંદર લાલ સાડી, કપાળે બિંદી, ગૌરવર્ણા એવા બહુચરમા સ્મિત સાથે આપણી તરફ જોઈ રહ્યાં છે. તમે ગંગાજળ વડે તેમના પગ પખાળો છો. ગંગાજળ વડે સ્નાન કરાવો છો, સુંદર વસ્ત્રો અને આભૂષણ અર્પણ કરો છો, ચોખા અને પુષ્પો ચઢાવો છો, નૈવેદ્ય ધરાવો છો, મુખવાસ આપો છો આદિ ક્રિયાઓ તમારા મનમાં કર્યાની ભાવના કરો. ખરેખર તો બહુચરમાને કોઈ વસ્તુની જરૂર નથી, તે તો ભાવના ભૂખ્યા છે. આ ભાવના અમૂલ્યમાં અમૂલ્ય વસ્તુની કરવી, તેમાં કંજૂસાઈ કરવી નહિ.



# શ્રી બહુચર ચાલીસા

(રચનાર : ભક્ત ગગજી ચૌહાણ)

શ્રી આદ્યશક્તિ ઈશ્વરી, ઔર કિતને હી તેરે નામ
ઐસી હી એક બહુચરા, શંખલપુર કે ધામ

જય મા બહુચર દયાકી સાગર, દીનદયાળી, સદા દયા કર.
ચુંવાલ ચોકમેં હે તેરા ધામા, સારે જહામેં તેરા નામા.
દક્ષ રાજા કે ઘર તૂ આઈ, મહાસતીકા રૂપ લે આઈ.
શિવ-શંકર ઘર સાદી રચા કર, ચલી ગઈ થી અપને ઘર પર.
જબ દક્ષને મહાયજ્ઞ કિયા થા, તબ શિવકા અપમાન હુઆ થા.
સતીને જબ પ્રાણ દિયા થા, મહાદેવને બહુત ક્રોધ કિયા થા.
મૃત દેહ ઉઠાકર ભાગે, તીનોં લોગ ભય સે કાંપે.
તબ વિશ્નુને ઉપકાર કિયા થા, મહાસતીકો કાટ દિયા થા.
બાવન અંગ જહાઁ ગિરા થા, વહાઁ શક્તિકા પીઠ બના થા.
ચૌદવા અંગ ચુવાળ પડા થા, બાબા બહુચર નામ પડા થા.
ૐકારસે 'અ'કાર હુઆ થા, 'અ'કારસે 'મ'કાર હુઆ થા.
'મ'કારસે 'ઉ'કાર હુઆ થા, તબ ત્રિપુરા નામ હુઆ થા.
ખેલ રહી હે જલ ઔર થલમેં, અવની ઔર અંબર તલમેં.
સર્વ દેવોંકી શક્તિ શરીરા, વિપુલ બલ આએ રનવીરા.
કીર્તિ વિજપ્ર બીરતા નારી, બહુચર માત શૂરવીર નારી.
સારે જહાઁ કી તૂ રખવાલી, શકિત ભક્તિ તૂ દેને વાલી.
ત્રિપુરાસુંદરી ચુંવાળવાળી, તેરે ધામકી લીલા નિરાલી.
જો તેરે ધામ મેં આતે હૈ, વો હસતે હુએ હી જાતે હૈ.
જો જો આતે તેરે ધામ, હો જાતા હૈ ઉસકા કામ.
તેરે ધામકી મહિમા ન્યારી, ચુંવાળ ચોકમેં તૂ બસનારી.
જબ આયા ચુંવાળમેં દંઢસુરા, તબ જગ હુઆ થા ચિંતાતુર.
દંઢાસુરને હાહાકાર કિયા, તબ માને ઉસે માર દિયા.
જબ ચુંવાળ મેં દુષ્કાળ હુઆ, જલબીન બુરા હાલ હુઆ.
જબ બહુચરકા પ્રતાપ હુઆ, તબ માનસરોવર પ્રાપ્ત હુઆ.
અર્જુન અક્ષયસેન ઔર યશોધર, સ્નાન કિયા માનસરોવર.
જબ શિખંડીને સ્નાન કિયા થા, નપુસંકતાકો દૂર કિયા થા.

ઘોડી કા તૂને ઘોડા બનાયા, ચમત્કાર જબ તૂને દિખાયા.
નારી કા તૂને નુર બનાયા, દુઃખી કા તૂને દુઃખ હટાયા.
માનસરોવર મેં નિર્મળ નીર, આત્મા શુદ્ધિ કરે શરીર.
માનસરોવર કી મહિમા ન્યારી, ભક્તિ ભાવ બઢાનેવાલી.
ભટ્ટ વલ્લભ કો બોલના શિખાયા, જગ મેં મહાકવિ બનાયા.
મા મિલને સે હુઆ કાજ, ઉસકી હો ગઈ મધુર આવાઝ.
ચુંવાળ ચોક મેં બહુચરબાળા, વરખડી નીચે તેરા ધામા.
તૂ સ્વર્ણ કી પોશાક ધારી, કૂકડે કી હૈ તેરી સવારી.
જૈસા માંગા વૈસા પાયા, ઐસી હૈ માતા કી માયા.
દેવ, દુઃખી ઔર ભક્ત ચારણ, ગા રહે હૈ કીર્તિ-ગાન.
વેદોં મેં તેરા નામ સમાયા, સબને તેરા ગુન કો ગાયા.
તૂ ગાયત્રી, બહુચરબાળા, તૂ ત્રિપુરા શંખલપુરવાળી.
વિવિધ નામ કી હૈ બલિહારી, માયા કી લીલા સબ ન્યારી.
બોલે 'ગગજી' સ્નેહમય બાની, હર સમય કો શુભમય જાની.

(દોહા)

બહુચર કા યે ચાલીસા, જો ગાવે દિન-રાત, સદા સુખ-શાંતિ મીલે, મીલે બહુચર માત.

## બહુચર બાવની

જય બળધારી બહુચર માત, સચરાચરમાં તારો વાસ.
મહિમા તારો અપરંપાર, ગુણલાં ગાતાં નર ને નાર.
દંઢાસુરનો કીધો નાશ, શંખલપુરમાં કીધો વાસ.
બાળા રૂપે વસિયાં માત, વાયુ વેગે થઈ વિખ્યાત.
બેઠી મા તું ચુંવાળ ચોક, દર્શન આવે જગના લોક.
સોલંકીને કીધી સહાય, એક પલકમાં પકડી બાંય.
નારીનો તેં કીધો નર, નામ કીધું જગમાં અમર.
મોગલ આવ્યા ચોક ચુંવાળ, મરઘાનો કીધો આહાર.
મધરાતે કીધો પોકાર, પેટ ફાડીને આવ્યા બહાર.
મોગલ મરિયા ત્યાં તત્કાળ, કૂકડા રમતા માની પાળ.
ગોવાળોના બાળ રમે, કુલડીમાં કટક જમે.
એવી તારી લીલા માત, વેદ પુરાણે જાણી વાત.
વલ્લભ ભટ્ટને જાણી દાસ, સન્મુખ આવી આપોઆપ.
આનંદના ગરબાની સાથ, વાણીમાં તેં કીધો વાસ.



શ્રીજી બાવા રાજાધિરાજ, ભટ્ટજી ગયાં દર્શનને કાજ.
નિજ મંદિરનાં ખુલ્લાં દ્વાર, ભટ્ટ બોલ્યા જય બહુચર માત.
વૈષ્ણવોને ચઢ્યો છે કાળ, ભટ્ટજીને માર્યો છે માર.
સત્તાધીશે પકડ્યા ત્યાંય, ભટ્ટજીને પૂર્યા કારાવાસ.
મધ્યરાત્રીએ આવી માત, બાળક પર ફેરવતી હાથ.
સાથે છે ભોજનનો થાળ, જમો તમે લાડીલા બાળ.
ભટ્ટજી કહે ના ખાવું અન્ન, પાળો મારું એક વચન.
મન મારું ત્યારે હરખાય, શ્રીજી મા રૂપે દેખાય.
માએ ત્યાં દીધું વચન, મંદિરમાં સૌ જુએ જન.
શ્રીજી બનિયા મા સ્વરૂપ, ધર્યું એવું અનુપમ રૂપ.
ચૂંદડી ઓઢી છે મસ્તક, નાક છે મોતીની નથ.
બહુચર માનો જય જયકાર, ભટ્ટજીને આનંદ અપાર.
મેવાડાની મોટી નાત, ભટ્ટજીનો કીધો ઉપહાસ.
આવો નિત્ય જમવા કાજ, તમે જમાડો બ્રાહ્મણી નાત.
ભટ્ટજીને જ્યાં મહેણું દે, મા બહુચરની બોલ્યા જે.
સત્તરસો બત્રીસની સાલ, માગશર સુદ બીજને વાર.
બહુચરમાના નામે કરી, નોંતરા સૌને દીધાં ફરી.
રસ રોટલીની માગી નાત, સ્વીકારી ભટ્ટજીએ વાત.
ઘેર આવીને ફિકર પડી, આ તો આફત આવી પડી.
વલ્લભ ભટ્ટને ધોળા સાથ, લીધી દૂધેશ્વરની વાટ.
જ્ઞાતિજન થાતા તૈયાર, આવ્યા નવાપુરાને દ્વાર.
નાત તણી તૈયારી નહિ, વાતો કરતાં માંહોમાંહી.
પાખંડીની કેવી ચાલ, એવું બોલે નર ને નાર.
'મધ્યાહ્ન'ની જ્યાં થઈ છે ઘડી, બહુચર માને ફિકર પડી.
વલ્લભ રૂપે બહુચર માત, ધોળા રૂપે નારસંગ સાથ.
આવ્યાં નવાપુરાને દ્વાર, સામગ્રી કીધી તૈયાર.
વિસ્મય પામી સૌએ જન, ભટ્ટજીએ પાળ્યું વચન.
રસ રોટલી કીધી તૈયાર, જમવા આવે નર ને નાર.
બહુચર મા છે પૂરણ કામ, ભટ્ટજીની વધારી શાન.
ચુંવાળના એ પુનિત ધામ, મા બહુચરાનો એ મુકામ.
વિલોચનનું દુઃખ હર્યું, જ્યાં માજીનું ધ્યાન ધર્યું.
ધન સંપત પ્રેમે દીધી, મન વાંછના ત્યાં પૂરી કીધી.

યદુરામની સેવા ઘણી, માએ જોયું તેના ભણી.
પુત્ર લગનમાં આવ્યાં માત, પૂરણ કીધી એની આશ.
કંઈ ભક્તોનાં કરિયાં કામ, નવખંડ ગાજે એનું નામ.
બહુચર મા છે દીનદયાળ; નિજ ભક્તોની છે રખવાળ.
બહુચર ગાથા જે જન ગાય, દુઃખ નિવારણ તેનું થાય.
બાળ થઈ જે થાયે દાસ, બહુચર પૂરે એની આશ.

## શક્તિપીઠની પ્રાગટ્ય કથા

પિતા દક્ષ અને મા મહિનાના ઘરમાં યોગમાયા. મહામાયા ભગવતી આદ્ય શક્તિ પાર્વતીજી પુત્રી તરીકે ઉમાના નામથી પ્રગટ થયાં. એક વાર દેવર્ષિ નારદજી ભ્રમણ કરતા કરતા હિમાલયમાં દક્ષને ઘરે આવી ચડ્યાં. દક્ષ અને મહિનાજીએ દેવર્ષિનું ઉચિત સ્વાગત કર્યું. શોભતાં ખાનપાન આપ્યાં. નારદજીને ખુશ કરી ઉમાનું ભાવિ જાણવા માગ્યું. નારદજીને શક્તિને ઓળખવામાં વાર ન લાગી. તેમણે હાથ જોઈ કહ્યું કે, "કન્યા અખંડ સૌભાગ્યવતી રહેશે. તમામ દેવો એનાં પતિને આદર આપશે. તેના જેવા આભૂષણ કોઈના નહિ હોય, તેના રહેવાનું સ્થળ જેવું કોઈ દેવતાને સ્થળ નહિ હોય. પણ આ વરને મેળવવા ઉમાએ તપ કરવું પડશે." આમ કહી દેવર્ષિએ વિદાય લીધી.

ભગવતી તો જાણતા હતા કે તેનું લગ્ન શિવજી સાથે થવાનું છે. શક્તિએ મહાદેવજીનું તપ કરી તેને પ્રસન્ન કર્યા. શિવજીએ કહ્યું : "માગો." ભગવતીએ પોતાને પત્ની તરીકે સ્વીકારવા વિનંતી કરી. "તથાસ્તુ" કહ્યા વિના શિવજીને છૂટકો ન હતો.

આ બાજુ દક્ષને ખબર પડીકે પુત્રી શિવ સાથે વિવાહ કરવા માગે છે. દક્ષને એ ન ગમ્યું. મસાણની રાખ ચોળી સ્મશાનમાં રહેતો અઘોરી બાવા જેવો શિવ ! સમુદ્રમંથન વખતે બધા દેવો જ્યારે ઉત્તમોત્તમ ચીજ લઈ જતા હતા ત્યારે ઝેર પીવા આવેલ શિવ ! ભૂત-પિશાચનો અધિપતિ, સાપની માળાઓ ગળામાં લટકાવતાં શિવને મારી પુત્રી પરણે ? દક્ષને ઉમાના લગ્ન કોઈ દેવતા સાથે



કરવા હતા, પણ ઉમા તો હઠ લઈ બેસી ગયાં. છેવટે દક્ષને ઉમાનાં લગ્ન શિવજી સાથે કરવા જ પડ્યાં. લગ્ન પછી દક્ષને શિવજી માટે માન ન થયું.

દક્ષ દેવોના અધિપતિ હતા. એક વાર દેવોની સભામાં દક્ષ પધાર્યા. બધા દેવોએ ઊભા થઈ દક્ષને ઉચિત માન આપ્યું. શિવજી ભાવ-સમાધિમાં હતા. તે ઊભા ન થયા. દક્ષને આ જોઈ પોતાનું અપમાન લાગ્યું. આમ પણ શિવજી સાથે તેમના સંબંધો સારા ન હતા. તેમણે ત્યારે તો કંઈ ન કહ્યું, પણ મનોમન આ અપમાનનો બદલો લેવાનું નક્કી કર્યું.

ઇન્દ્રએ દક્ષને પ્રજાપતિનું બિરુદ આપ્યું. દક્ષ પ્રજાપતિ બન્યા. તેના માનમાં તેમણે એક ભવ્ય યજ્ઞનું આયોજન કર્યું. તેમણે તમામ દેવો-ગંધર્વો-અપ્સરાઓ-કિન્નરો-સિદ્ધોને યજ્ઞમાં પધારવાનું નિમંત્રણ પાઠવ્યું. શિવજીએ કરેલા અપમાનનો બદલો લેવાનો આથી સારો અવસર ક્યારે આવે ? તેમણે શિવજી અને ઉમાને આમંત્રણ ન આપ્યું. શિવજીએ જાણ્યુ કે દક્ષ પ્રજાપતિ યજ્ઞ કરે છે. જોકે તેમને યજ્ઞમાં જવાની ઇચ્છા ન હતી.

યજ્ઞમાં જવા દેવતાઓ બની-ઠનીને પોતપોતાનાં વિમાનોમાં જવા લાગ્યાં. દેવતાઓ જાણતા હતા કે ઉમા અને શિવજીને યજ્ઞનું નિમંત્રણ નથી, છતાં કેટલાક દેવતાઓ ઉમાના ઘર તરફથી નીકળ્યા અને યજ્ઞમાં આવવા ક્યારે નીકળો છો તેની પૂછપરછ કરતા ગયા.

પિતાના ઘરે આટલો મોટો યજ્ઞ થતો હતો. સ્ત્રીસહજ સ્વભાવથી ઉમાને યજ્ઞમાં જવાની ઇચ્છા થઈ. પિયરમાં જવું કોને ન ગમે ? તેમણે શિવજીને વાત કરી : "મારા પિતાજી આટલો મોટો યજ્ઞ કરે છે, બધા દેવો જાય છે, હું પણ જવા ઇચ્છું છું. મને રજા આપો. હું જાણું છું કે આપણને આમંત્રણ નથી, પણ મહાદેવ ! ગુરુ, મિત્ર અને પિતાના ઘરે જવા માટે આમંત્રણની જરૂર નથી હોતી.'

શિવજીને ઘણું સમજાવ્યા પણ સતી ન માન્યાં, એટલે શિવજીએ તેમને જવાની રજા આપવી પડી.

શિવજી જાણતા હતા કે યજ્ઞમાં જવામાં સારાવટ નથી, છતાં દેવીની જીદ પાસે તેમણે ઝૂકવું પડ્યું. તેમણે પોતાના ત્રિપુરેશ નામના ભૈરવને ભગવતી ઉમા સાથે મોકલ્યો.

બધાં જ દેવ-દેવીઓને તેના મોભા અનુરૂપ ઉતારા આપેલા હતા. ભવ્ય મંડપ નાખ્યા હતા. જાતજાતના ને ભાતભાતનાં ભોજન બનાવ્યાં હતાં. બધા દેવોનો યજ્ઞભાગ રાખવામાં આવ્યો હતો. ઉમાએ જોયું કે શિવજીનો યજ્ઞભાગ પણ રાખેલ ન હતો. પુત્રીના આવવાથી દક્ષને ખાસ કંઈ આનંદ કે ખુશી ન થઈ. આથી ઉમાને પોતાનું અપમાન જેવું લાગ્યું. તેમણે પિતાને સમજાવતા કહ્યું કે : "તમારે શિવજીને આમંત્રણ આપવું જોઈતું હતું. તેનો યજ્ઞભાગ કાઢવો જોઈતો હતો."

પુત્રીનું આવું વચન સાંભળી દક્ષ ગુસ્સે થઈ ગયો અને કહ્યું: "મેં તમને આમંત્રણ આપ્યું નથી, તો તું કેમ યજ્ઞમાં આવી છે ? યજ્ઞભાગ દેવોનો કાઢવાનો હોય, તારો પતિ તો સ્મશાનનો બાવો છે. ભૂત-પિચાશની સાથે રહે છે. ગળામાં સાપ વીંટે છે. એ વળી ક્યાંનો દેવ ? મારું ચાલે તો હું એને દેવસભામાં પણ ન આવવા દઉં. ચામડા વીટનારો ને ડમરુવાળો, સાપ લઈને ફરતો મદારી....!"

ઉમાને આ સાંભળી ખૂબ દુઃખ થયું. શિવજીની ના હોવા છતાં દક્ષના યજ્ઞમાં આવવા બદલ પસ્તાવો થયો. 'મારા કારણે શિવજીનું અપમાન થયું ! હવે હું શિવજીને શું મોઢું બતાવું ?' એમ વિચારી ઉમા યજ્ઞની વેદીમાં કૂદી પડ્યાં.

ત્રણે લોકમાં હાહાકાર થઈ ગયો. ક્ષણભરમાં શું નું શું થઈ ગયું ! ઉમાને યજ્ઞમાં પડતા જોઈ તેમની સાથે આવેલ શિવજીનો ગણ કોપાયમાન થયો. તેણે યજ્ઞનો તરત નાશ કર્યો. યજ્ઞમાં હાજર પુરોહિતો, દેવતાઓ, યક્ષો, ગંધર્વો, અપ્સરાઓ જે હાથમાં ચડ્યું એને મારવા લાગ્યા. કાળો કેર વરતાવી દીધો. દેવતાઓ પોત



પોતાનાં વિમાનો લઈ ભાગવાં લાગ્યાં. મંડપ રમણભમણ થઈ ગયો. સ્થળે સ્થળે લોહીનાં ખાબોચિયાં ભરાયાં.

આ બાજુ શિવજીએ સમાધિમાં જોયું કે ઉમા યજ્ઞકુંડમાં બળી મર્યા છે. સમાધિનો ભંગ થયો અને શિવજી કોપાયમાન થયા. તેઓ યજ્ઞ સ્થળે પહોંચી ગયા ત્યાં ગયા પછી તેમનાં અંગે અંગ કાંપવા લાગ્યા. નેત્રો લાલ થઈ ગયાં. જટા છૂટી ગઈ. સો સો સૂર્ય જેવા તેજથી ત્રિશૂળ ચમકવા લાગ્યું. ડમરુમાંથી ભયંકર નાદ ગુંજવા લાગ્યો. દિશાઓ કંપી ઊઠી. પર્વતો ડોલવા લાગ્યા. સમુદ્રોએ માઝા મૂકી. આમતેમ ઉછળવા લાગ્યા. ધરતી ધ્રૂજવા લાગી. શિવજી પુરાણપ્રસિદ્ધ તાંડવ નૃત્ય કરતા કરતા યજ્ઞ પાસે ગયા. અગ્નિદેવ કાંપવા લાગ્યા. તેમણે શિવજીના કહેવાથી ઉમાનો દેહ તેમના હાથમાં મૂકી દીધો. ઉમાના દેહને ખભા પર લઈ શિવજી ત્રણે લોકને ધ્રુજાવતું તાંડવ કરવા લાગ્યા. પૃથ્વી ગાયનું રૂપ



લઈ વિષ્ણુ પાસે ગઈ ને કહ્યું કે, "શિવજીને તાંડવ કરતા રોકો, નહિ તો હમણાં પૃથ્વીનો પ્રલય થઈ જશે. પાતાળથી વાસુકિ, સ્વર્ગથી

દેવો વિષ્ણુને વિનંતી કરવા લાગ્યા કે, "શિવજીને રોકો. હમણાં આખા વિશ્વનો નાશ થઈ જશે.'

'જ્યાં સુધી ઉમાનો દેહ શિવજી પાસે હશે ત્યાં સુધી શિવજીનું તાંડવ બંધ નહિ થાય.' એમ વિચારી વિષ્ણુએ સુદર્શન ચક્રને આજ્ઞા કરી કે "જાવ, શિવજીને જાણ ન થાય એ રીતે ઉમાના દેહના ટુકડા કરી નાખો."

ચક્ર જઈને ઉમાના દેહના ટુકડા કરવા લાગ્યું. ઉમાના શબના બાવન ટુકડા કર્યા. જ્યાં જ્યાં ઉમાના દેહનો ટુકડો પડ્યો ત્યાં ત્યાં શક્તિપીઠનું સ્થાપન થયું. બહુચરાજીમાં ઉમાના દેહથી કપાઈને 'વામબાહુ' પડ્યું હતું. ઉમાના શબ આમ બાવન ટુકડામાં વહેંચાઈ ગયું. શિવજીના હાથ ખાલી થયા.

દેવો આવી શિવજીની સ્તુતિ કરવા લાગ્યા. શિવજીનો કોપ શાંત થવા લાગ્યો. ભોળાનાથ દેવોની સ્તુતિ સાંભળી રીઝી ગયા. જે સ્થળે ઉમાનાં અંગ આભૂષણ પડ્યાં, ત્યાં ત્યાં એક એક ભૈરવની ચોકી મૂકી. બહુચરાજીમાં માતાજીનું વામબાહુ પડ્યું હતું. ત્યાં ત્રિપુરેશ નામના ગણને સ્થાપી શિવજી સમાધિમાં બેસી ગયાં. અહીં માતાજી ત્રિપુરા બાલાસુંદરી તથા બહુચર કહેવાયા.

## બાવન શક્તિપીઠની સ્થાપના

ઉમા ભગવતીનું અંગ-ઉપાંગ જ્યાં પડ્યું એ સ્થળ શક્તિ-પીઠ તરીકે ઓળખાયું. સતીના દેહના બાવન ટુકડા બાવન સ્થળે પડ્યાં. આથી બાવન શક્તિપીઠ અસ્તિત્વમાં આવી. દરેક જગાએ શિવજીએ પોતાના ગણનું સ્થાપન કર્યુ, અને શક્તિને પોતાનું સામર્થ્ય બક્ષ્યું છે. અહી ભક્તો મતિ અનુસાર શક્તિને ભજે છે અને મનવાંછિત ફળ પામે છે.

| ક્રમ | સ્થાન | અંગ-ઉપાંગ-ભૂષણ | શક્તિનું સ્વરૂપ | ભૈરવ |
|---|---|---|---|---|
| ૧ | હિંગુળા | બ્રસીરધ્ર | કોય વિમાદેવી | ભીમલોચન |
| ૨ | શર્કરા | ત્રિનેત્ર | મહિષમર્દિની | ક્રોધીરા |
| ૩ | સુગંધા | નાસિકા | દેવી સુનંદા | ત્રંબક |



| | | | | |
|---|---|---|---|---|
| ૪ | કાશ્મીર | કંઠ | માહ્યમાયા | ત્રિસન્ધ્યેશ્વર |
| ૫ | જ્વાળામુખી | જિહ્વા | સિદ્ધિદા | ઉન્મટી |
| ૬ | જલંધર | સ્તન | ત્રિપુરમાલિની | ભીષણ |
| ૭ | આરાસુર | હૃદય | અંબાજી | બૈધનાથ |
| ૮ | નેપાલ | જાનુ | મહામાયા | કપાલી |
| ૯ | માનસ | દક્ષિણ હસ્ત | દાક્ષાયણી | અમર |
| ૧૦ | વિરન | નાભી | વિમળા દેવી | જગન્નાથ |
| ૧૧ | ગંડકી | ગંડસ્થળ | ગંદકી દેવી | ચંદ્રપાણી |
| ૧૨ | બહુલા | વાચબાહુ | બહુલાદેવી | ભીરુક |
| ૧૩ | ઉજ્જયિની | કુર્પર | મંગળચંડિકા | કપિલામ્બર |
| ૧૪ | ત્રિપુરા (બહુચરાજી) | દક્ષિણાપાઠ | ત્રિપુરાસુંદરી | ત્રિપુરેશ |
| ૧૫ | ચહલ | દક્ષિણબાહુ | ભવાનીદેવી | ચંદ્રશેખર |
| ૧૬ | કામગૌરી | યોની | કામાક્ષ્યાદેવી | ઉજાનંદ |
| ૧૭ | સોતા | વામપાદ | ભ્રામરીદેવી | ભૈરવેશ્વર |
| ૧૮ | પ્રયાગ | હસ્તાંગુલી | વલીતાદેવી | ભવભૈરવ |
| ૧૯ | જ્યંતિ | વામજંઘા | જ્યંતિદેવી | મમદીશ્વર |
| ૨૦ | યુગાધા | દક્ષિણજંઘા | ભૂત્રધાત્રી | શીરખંડક |
| ૨૧ | કાલાપીઠ | દક્ષિણ પાટાગુલી (પાવાગઢ) | કાલિકા | નકુલીશ |
| ૨૨ | કિરીટ | કિરીટ | વિમળદેવી | સવંતભૈરવ |
| ૨૩ | વારાણસી | કર્ણકુંડલ | મણિકર્ણિકા | કાળભૈરવ |
| ૨૪ | કન્યાશ્રમ | પૃષ્ઠ | સર્વાણીમા | નિમીષ |
| ૨૫ | કુરુક્ષેત્ર | ગુલ્ફ | સાવિત્રીદેવી | સ્થાણુભૈરવ |
| ૨૬ | મણીબંદર | બેમાણીબંદર | ગાયત્રીદેવી | સર્વાનંદ |
| ૨૭ | શ્રીશૈલ | ગ્રીવા | મહાલક્ષ્મી | શંબરાનંદ |
| ૨૮ | કાંચી | અશ્થી | દેવગર્ભા | રુદ્ર |
| ૨૯ | કાલામાધવ | નિતંબ | કાલીમા | આસિતાંગ |
| ૩૦ | શેણદેશ | નિખંલક | નર્મદાદેવી | ભદ્રસેન |
| ૩૧ | રામગિરિ | સ્તન | શિવાની | ચંડભૈરવ |
| ૩૨ | વૃંદાવન | કેશપાશ | ઉમા | ભૂતેશ |
| ૩૩ | સુચી | ઊર્ધ્વદંત | નારાયણી | સંહાર |
| ૩૪ | પક્ષ્યુસાગર | અધોદંત | વારાહી | મહારુદ્ર |
| ૩૫ | કરતોયાતટ | તલ્ય | અર્પણાદેવી | વામન |
| ૩૬ | શ્રીપર્વત | દક્ષિણગુલ્ફ | શ્રીસુંદરીમા | સુંદરાનંદ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૭ | વિભાષ | વાચગુલ્ફ | પાલિનીમા | સર્વાનંદ |
| ૩૮ | પ્રભાષ | ઉદર | ચંદ્રભાગમા | વક્રતંડ |
| ૩૯ | ભૈરવપર્વત | ઊર્ધ્વઓષ્ઠ | અવંતીમા | લંબકર્ણ |
| ૪૦ | જનસ્થળ | બેચીબુક | ભ્રામરીદેવી | વિકૃતાક્ષ |
| ૪૧ | સર્વશૈલ | વામગંડ | શક્તિનીદેવી | વાસના |
| ૪૨ | ગોદાવરીતીર | ગંડ | વિશ્વેશીમા | દંડપાણી |
| ૪૩ | રત્નાવલી | દક્ષિણાસ્કંધ | કુમારીમા | શિવ |
| ૪૪ | મિથિલા | વામસ્કંધ | ઉમાદેવી | મહોદર |
| ૪૫ | નલહારી | નલાંબર | કાલિકાદેવી | યોગેશ |
| ૪૬ | કર્ણાટ | કર્ણ | જયદુર્ગા | અખીચુ |
| ૪૭ | વર્કોસર | મન | મહિષ્મર્દિની | વક્રનાથ |
| ૪૮ | ચેશોર | પોણીપક્ષમ | માયશોરેશ્વરી | ચંડભૈરવ |
| ૪૯ | અટહાસ | ઓષ્ઠ | ફુલ્લરાદેવી | વિશ્વેશ |
| ૫૦ | નંદીપુર | કંઠહાર | નંદિની | નંદિકેશ્વર |
| ૫૧ | શ્રીલંગ | નૂપુર | ઈન્દ્રાક્ષી | રાક્ષસેશ્વર |
| ૫૨ | મગધ | દક્ષિણજંઘા | સર્વનિંદરીમા | વ્યોમકેશ |

ચુંવાળમાં બિરાજતાં શક્તિ બહુચરાજી આદ્યશક્તિનું સ્વરૂપ છે. મા બાળાસ્વરૂપે વરખડીનાં ઝાડ નીચે સ્વયં પ્રગટ થયાં. જેની કથા અહીં આપી છે.

## શ્રી બહુચરાજીની પ્રાચીનતા

શક્તિપૂજા એ ભારતીય પ્રાચીન સંસ્કૃતિનું અંગ છે. આદિકાળથી આપણે શક્તિની પૂજા કરતા આવ્યાં છીએ. સંપત્તિને લક્ષ્મીમાતા, વિદ્યાને સરસ્વતીમા, આપણા દેશને પણ આપણે ભારતમાતા નામ આપ્યું છે. આપણાં નાનાં-મોટાં નગરોનાં નામ શક્તિના નામ પરથી રાખ્યાં છે. કાલિકા શક્તિપીઠ તે કલકત્તા, મુંબાદેવી પરથી મુંબઈ, તુલજા ભવાની પરથી તુલજાપુર, અર્બુદા દેવીના નામ પરથી આબુ-અંબાજી, ખોડિયાર શિહોર, વરુડી, બેચરાજી અને બીજાં અનેક ગામોનાં નામ આપણે શક્તિનાં નામ પરથી રાખ્યાં છે.

આપણા દેશમાં ભાષા, પહેરવેશ, ખોરાક, નૃત્યો અને



સંસ્કૃતિમાં અનેકતા છે. પણ શક્તિપૂજામાં એકતા જોવા મળે છે. અલગ અલગ પ્રાંતમાં શક્તિની પૂજા તેની આગવી શૈલીથી થાય છે.

ભારતમાં બાવન શક્તિપીઠ છે. તે પૈકી ગુજરાતમાં ત્રણ શક્તિપીઠ આવેલ છે. આરાસુરમાં અંબાજી, પાવાગઢમાં મહાકાળી અને ચુંવાળ પ્રદેશે ભગવતી બહુચરાજીનાં બેસણાં છે.

ભગવતી બહુચરાજી ઉપરાંત બહુચર, બહુચરી, ત્રિપુરા, બાલાસુંદરી, બર્હિચરા, બહુચુડા, બહુલા, બહુસૃણ, ત્રિપદા ચુંવાળના ચોકવાળી, ચુંવાળ પીઠાધિશ્વરી વગેરે અનેક નામોથી ઓળખાય છે.

ચુંવાળમાં આવેલી બહુચરાજીની શક્તિપીઠ એ ભગવતી ઉમાના વામબાહુપાત સ્થળે સ્થાપેલી પીઠ છે. આ સ્થાન વેદ વખતનું અતિ પ્રાચીન સ્થાન છે. દેવી ભાગવત મુજબ શક્તિની ૧૦૮ પીઠ છે. તેમાં દેવમાતા નામે આ પીઠનું સ્થાન ૭૧મું છે. અહીં યંત્ર પૂજાય છે. બહુચરાજી વિશે શાસ્ત્રોમાં અનેક આધારો મળે છે.

અદ્‌ભુત રામાયણના ૨૩મા સર્ગના ૨૭મા શ્લોકમાં 'બહૂલા' શક્તિની ઉત્પત્તિનું વર્ણન મળે છે. જેમાં બહુચરમાંનું નામ 'બહૂલા' અને 'બહૂચુડા' મળે છે. બહૂચુડાનું અપભ્રંશ થતાં બહુચરા થયું હોય એમ લાગે છે. તંત્ર ચુડામણિ ગ્રંથમાં ભગવતી બહુલા શક્તિના નામથી વર્ણન મળે છે. સરસ્વતી પુરાણમાં ૧૦૮ દેવીઓની નામાવલીમાં બહુચર માતાનું નામ 'બહુસૃણ' આપેલ છે. સોળમા શતકના એક જૈન રાસમાં બહુચરાજી વિશે સ્પષ્ટ ઉલ્લેખ મળે છે. "ધર્મારણ્યમાં બર્હિચરાનો આદ્યશક્તિ રૂપે પાદુર્ભાવ થયો." આમ, સ્કન્દ પુરાણ અને ભગવતી ભાગવતથી નક્કી થાય છે. ઉપરાંત બ્રહ્માંડ પુરાણ, માર્કંડેય પુરાણમાં પણ માનો ઉલ્લેખ છે. અદ્‌ભુત રામાયણમાં શતમુખ રાવણ નાશના આખ્યાનમાં શતમુખ રાવણ રામથી હણાતો નથી, તેથી શ્રીરામ ખિન્ન થાય છે ત્યારે સીતાજીએ ભગવતી બર્હિચરાનું ધ્યાન ધરી માને યાદ કર્યા અને

શતમુખ રાવણ મરાયો તેમ ઉલ્લેખ છે. મહાભારતમાં વનવાસ દરમિયાન દ્રૌપદી માને ભજતી હતી. અપ્સરાના શાપથી અર્જુન નપુંસક થઈ જતા તે માના સરોવરમાં સ્નાન કરી પુરુષત્વને પામ્યા હતો. દ્રુપદપુત્ર શિખંડી જે વ્યંઢળ હતો, તેને માનસરોવરમાં સ્નાન કર્યાથી પુરુષત્વ પ્રાપ્ત થયું એવો ઉલ્લેખ મળે છે. આથી સ્પષ્ટ થાય છે કે બહુચરાજીની શક્તિપીઠ વેદકાળ વખતની અતિપ્રાચીન શક્તિપીઠ છે.

## માતાજીનું સ્થાનક - શંખલપુર

ઉત્તર ગુજરાતમાં મહેસાણા જિલ્લાનો ચાણસ્મા તાલુકો ચુંવાળના નામે ઓળખાય છે. પ્રાચીન કાળમાં સાબરમતી અને સરસ્વતી વચ્ચેનો આ પ્રદેશ 'ધર્મારણ્ય'ના નામે ઓળખાતો. ચુંવાળમાં બહુચરાજીનું શક્તિસ્થાન આવેલું છે. જેમ ડાકોર સમસ્ત ગુજરાતનું વૈષ્ણવ તીર્થ છે, પાલિતાણા જૈન તીર્થ છે, તેમ બહુચરાજી સમસ્ત ગુજરાતનું દેવીતીર્થ છે. મા ચુંવાળના ચોકવાળી, ચુંવાળ પીઠાધિશ્વરી નામથી પણ ઓળખાય છે.

પૂર્વે અહીં ચુંવાળિયા કોળીની ઘણી વસ્તી હતી, એ પરથી આ પ્રદેશ ચુંવાળ કહેવાયો હોય તેમ લાગે છે. મૂળ સુ-લક્ષણપુરમાંથી શ-લખણપુર અને બાદમાં શંખલપુર નામ થયું.

મોઢેરાથી લગભગ પાંચ કોસ દૂર પુરુષોને પુરુષાતન આપતા મા બહુચરાનું સ્થાનક આવેલું છે. અહીં બોરુવનમાં વરખડીના ઝાડ નીચે બાળાસ્વરૂપે મા સ્વયં પ્રગટ થયાં. માના મંદિરમાં બંને બાજુએ ચોવીસે કલાક અખંડ જ્યોત ઝળહળતી રહે છે. મંદિરની બાજુમાં માનું સરોવર માનસરોવર આવેલું છે.

ગુજરાતમાં અમદાવાદ, મહેસાણા, પાલનપુર, કલોલ, વડોદરાથી બેચરાજી જવા સીધી બસ મળે છે. માનું ધામ ઘણું જ રમણીય છે. એક વાર આવ્યા પછી વારંવાર અહીં આવવાની ઈચ્છા થાય છે. મા ભક્તોના સર્વ મનોરથ પૂર્ણ કરે છે.

બોલો બહુચર માત કી જય....



# બહુચરમાની ઉત્પત્તિ કથા

ચુંવાળમાં બિરાજતાં શક્તિ બહુચરાજી આદ્યશક્તિનું સ્વરૂપ છે. મા બાળાસ્વરૂપે વરખડીના ઝાડ નીચે સ્વયં પ્રગટ થયાં, જેની કથા આ પ્રમાણે છે.

ધર્મારણ્ય ક્ષેત્રમાં દંઢાસુર નામનો એક અસુર પ્રજા, બ્રાહ્મણો તેમજ ઋષિઓને ખૂબ જ હેરાન કરતો. એ દંઢાસુર પરથી ચુંવાળ પ્રદેશ 'દંઢાવ્ય' તરીકે પણ ઓળખાય છે. આ દંઢાસુરને એવું વરદાન મળેલું હતું કે જે તેની સામે લડવા આવે તેની અડધી શક્તિ દંઢાસુરમાં આવી જાય. લડાઈમાં દંઢાસરુની શક્તિ દોઢી થઈ જતી હતી. આથી તે દોઢારાક્ષસ તરીકે પણ ઓળખાતો. દંઢાસુર અતિ બળવાન અને ક્રૂર હતો. ઉપરાંત એનો જેવા જ બળિયા બીજા અસુરોની તેની પાસે વિશાળ સેના હતી. તેણે એક પછી એક પૃથ્વી પરના બધા રાજાઓને હરાવી, તેમને પદભ્રષ્ટ કર્યા અને પોતે આખી પૃથ્વીનો માલિક બની ગયો.

અસુરસેના આખી પૃથ્વી પર ત્રાસ વરસાવવા લાગી. ઋષિઓના યજ્ઞોમાં અસુરો વિઘ્ન નાખવા લાગ્યા. એ સમયે સરસ્વતી ક્ષેત્રના સિદ્ધપટન (હાલનું સિદ્ધપુર) માં નિવાસ કરતા સત્યવ્રત મુનિથી આ સહન ન થઈ શક્યું, અને તે દંઢાસુર સમક્ષ જઈ તેને કહેવા લાગ્યા : "હે મદોન્મત અસુરરાજ ! દુર્બળ પ્રજા પર અત્યાચાર કરી અને ઋષિઓના યજ્ઞો બંધ કરાવી તું તારી શક્તિ બતાવવા માગતો હઈશ; પણ એ તારી કાયરતા છે. શક્તિ બતાવવી જ હોય તો જા એની પાસે, જેણે તારા વડવા ધુમ્રલોચનને અંબા બની રણમાં રોળ્યો હતો. તારા સગા રક્તાસુરના લોહીના એક એક ટીપામાંથી તેના જેવા બળવાન અસુરો પેદા થતા હતા ત્યારે કાળિકા બની એ રક્તાસુરનું લોહી જેણે પીધું હતું. અસુર અરુણને મારવા જે ભ્રામરી દેવી ભમરી બની હતી. અસુર રાજ મહિષાસુર જેના કોપથી બચવા માટે પાડાનું રૂપ લઈ ભાગ્યો હતો,

એ અંબાજી જેણે ત્રિશૂળના એક જ ઘાથી મહિષાસુરને યમ સદન પહોંચાડ્યો હતો. ચામુંડા બની ચંડ-મુંડ જેવા મહાબળવાન અસુરોને હણ્યા હતા. જે શક્તિએ શુંભ-નિશુંભને ધૂળ ચાટતા કર્યા હતા. વિશ્વના સૌ પ્રથમ અસુરો મધુ-કૈટભને મારનારી મહામાયા યોગમાયા-આદ્યશક્તિ ભગવતી પાસે જઈ તારી શક્તિ બતાવ અને તારા પૂર્વજોનું વેર લે, ત્યારે તું ખરો શક્તિશાળી ગણાય.''

મુનિ સત્યવ્રતનું આ વચન સાંભળી દંઢાસુરને મા યોગમાયા શ્રી ભવાનીને જોવાનો અભરખો જાગ્યો. તેની સાથે લડવાના કોડ જાગ્યા. તેણે પાંચ નદીઓ જ્યાં વહે છે, તેવા પંજાબ પ્રદેશમાં જઈ ભગવાન શંકરનું ઘોર તપ આદર્યું. પોતાની તમામ શક્તિ શિવજીની ભક્તિમાં ખરચી નાખી. ભગવાન આશુતોષ અસુરરાયની ભક્તિ જોઈ પ્રસન્ન થયા, અને દંઢાસુરને કહ્યું : ''હું તારી ભક્તિથી રાજી થયો છું ! જે જોઈએ તે એક વરદાન માગી લે.''

દંઢાસુર બોલ્યો : ''પ્રભુ ! આપની કૃપાથી મારી પાસે બધું જ છે. મારે કંઈ જ જોઈતું નથી, પણ મારા વડવા ધુમ્રલોચનને મારનારી આદ્યશક્તિ સાથે લડવાના કોડ જાગ્યા છે. મધુ-કૈટભ, અરુણ, ચંડ-મુંડ, રક્તબીજ, શુંભ-નિશુંભ, મહિષાસુરને મારનારી શક્તિને મારી શક્તિનો પરચો બતાવવો છે.''

શિવજી સમજી ગયા કે દંઢાસુર પોતાનું મૃત્યુ માગે છે. ભોળાનાથ 'તથાસ્તુ' કહીને અંતર્ધ્યાન થયા.

દંઢાસુર હવે બેવડી તાકાતથી ત્રણે લોકમાં હાહાકાર મચાવવા લાગ્યો. પૃથ્વી જીત્યા પછી તેણે પાતાળલોક ઉપર ચડાઈ કરી. પાતાળનો રાજા વાસુકિ દંઢાસુર સાથેની લડાઈમાં હાર્યો. અસુરોએ મદારી બની નાગલોકને કેદ પકડ્યા. કેટલાક નાગ છટકીને પૃથ્વી પર ભટકવા લાગ્યા. ભૂલોક, પાતાળલોક જીતીને પણ દંઢાસુરને સંતોષ ન થયો. તેણે સ્વર્ગલોક ઉપર ચડાઈ કરી. મહા બળવાન અને સુરાપાનથી ઉન્મત્ત થયેલા અસુરો સ્વર્ગલોક ઉપર ત્રાટક્યા. દેવતાઓને લાગ્યું કે લડાઈમાં આપણી હાર નિશ્ચિત છે, માટે



ભાગો. દેવો સપરિવાર ભાગવા લાગ્યા. ઈન્દ્રની સેનામાં નાસભાગ થવા લાગી. આ જોઈ ઈન્દ્ર પણ ભાગ્યો. જોતજોતામાં સ્વર્ગ દેવતાઓથી ખાલી થઈ ગયું. કિન્નરો, યક્ષો, ગંધર્વો અને અપ્સરાઓ પણ જીવ બચાવવા ભાગ્યાં. દેવો ક્ષીરસાગરમાં વિષ્ણુ પાસે એકઠા થયા અને આદ્યશક્તિને સ્મરવા લાગ્યા.

દંઢાસુરથી પીડાયેલા દેવતાઓની સ્તુતિ સાંભળી શ્રી પરામ્બાના અંશભૂત ઈશ્વરી બોલ્યાં : ''દૈત્યોના સમૂહને સંહારીને હું મારી પીઠસ્થાનમાં રહીશ. તે પીઠસ્થાન દેવમાતા (ગાયત્રી) બહુચરા એવા નામથી પ્રસિદ્ધ થશે.'' અદ્વૈત પરામ્બા ૐકારમાંથી 'અ'કાર 'મ'કાર અને 'ઉ'કાર એમ ત્રણ પદોના અડકારથી 'ત્રિપદા' કહેવાયાં. સ્વર્ગ, મૃત્યુલોક અને પાતાળ એમ ઈશ્વરીનાં રચેલાં ત્રણ પુરોમાં જેનો વાસ છે, એવી બહુ વિચરી, તેથી બહુચર નામ અથવા ત્રિપુરા બાલાસુંદરી વગેરે નામો પડ્યાં. એવી જ

બહુનામા નિકેતેષુ
બહુનામા બહુવહ

અસુરોના ડરથી સ્વર્ગના દેવતાઓ તથા ઈન્દ્ર ભાગી ગયા. આથી દંઢાસુરનો અંત વધુ મજબૂત થયો. 'હવે હું એ આદ્યશક્તિને પણ જોઈ લઈશ' એવા ઘમંડ સાથે તે સ્વર્ગની સુમસામ ગલીઓમાં ફરવા લાગ્યો. બારશે બાળારૂપ બહુચરી અંબામા એક વરખડીના ઝાડ નીચે નાનીશી રૂડી રૂપાળી બાળાસ્વરૂપે મા સ્વયં પ્રગટ થયાં. સ્વર્ગનું સમસ્ત વાતાવરણ માની સ્તુતિ કરવા લાગ્યું. શિવજીએ દંઢાસુરને આપેલા વરદાનને પૂર્ણ કરવા મહામાયાએ બાળા ત્રિપુરાસુંદરી રૂપે અવતાર ધારણ કર્યો. ભારતવર્ષના ઋષિમુનિઓ મા ભગવતી બહુચરાજીનાં પ્રાગટ્યથી પ્રસન્ન થઈ માના ગુણગાન ગાવા લાગ્યાં. આમ, માનું પ્રથમ પ્રાગટ્ય થયું.

દંઢાસુર ફરતો ફરતો વરખડીના ઝાડ પાસે આવી પહોંચ્યો. તેણે ઝાડ નીચે બેઠેલી એકલી બાળાને જોઈ. બાળકો ઉપર તો વિધર્મીઓને પણ દયા આવી જાય છે. દંઢાસુરને બાળાને જોઈ દયા

આવી. તેણે બાળા પાસે જઈને પૂછ્યું : ''દીકરી ! તું અહીં એકલી કેમ બેઠી છે ?''

બાળકીએ પોતાની કાલીઘેલી ભાષામાં કહ્યું : ''આપના ડરથી દેવતાઓ સ્વર્ગ છોડી ભાગી ગયા છે, એટલે હું અહીં એકલી છું. મારું નામ બાળા ત્રિપુરાસુંદરી છે.''



'આ બાળકી એકલી અહીં શું કરશે ? લાવ હું એને પૃથ્વી પર મારી સાથે લઈ જાવ' એમ વિચારીને દંઢાસુરે બાળાની સંમતિ પૂછી : ''મારે કોઈ સંતાન નથી અને તું પણ અહીં અનાથ છે. માટે તું મારી દીકરી, ચાલ પૃથ્વીલોક ઉપર.''

દંઢાસુરનું આવું વચન સાંભળી ત્રિપુરાબાલાસુંદરી તેની સાથે પૃથ્વીલોક ઉપર આવી, ધર્મારણ્યમાં ચુંવાળ પ્રદેશે બોરુના વનમાં રહેવા લાગી. પૃથ્વીલોક ઉપર દંઢાસુરના ત્રાસને કારણે ઋષિઓએ યજ્ઞ-હોમ-હવન ઈત્યાદિ બંધ કરી દીધા હતા, તેથી વરુણદેવતા નારાજ થયા અને પૃથ્વી પર વરસાદ વરસાવવો બંધ કર્યો. નદી, નાળાં, જળાશયો, તળાવો, કૂવા સુકાવાં લાગ્યાં. પશુ, પક્ષી અને માણસો અન્ન - પાણી વગર ટળવળવાં લાગ્યા. દંઢાસુર પણ



પરેશાન થવા લાગ્યો અને અસુરોને પૂછવા લાગ્યો કે, "અન્નપાણી વગર હવે શું કરવું ?"

અસુરોએ સલાહ આપી : "ગભરાવાની કંઈ જરૂર નથી ગાય, ભેંસ, બળદ, બકરાં, હરણ, મરઘાં, બતકાં જે મળે તે કાપી કાપીને ખાવ તથા લોહી પીવા માંડો." અસુરોએ પોતાની મતિ અનુસાર સલાહ આપી. શિવભક્ત દંઢાસુર ઉદાસ રહેવા લાગ્યો.

શિવજીનું વાહન નંદી છે. ગાય-બળદને કતલ કરવાની પરવાનગી તો કેમ અપાય ? સતયુગમાં અસુરો પણ ગૌવંશની કતલ ન કરતા. દંઢાસુરને એક વખત ખૂબ તરસ લાગી. આજુબાજુમાં ક્યાંય પણ જળાશય ન હતું. તે પાણી માટે તરફડવા લાગ્યો. તેનું ગળું સુકાતું હતું. હમણાં જીવ નીકળી જશે એમ લાગવા છતાં દંઢાસુરે ગાયની કતલ ન કરી. તેના લોહીથી પોતાની તરસ ન બુઝાવી. આ જોઈ બાલા ત્રિપરાસુંદરી દંઢાસુર ઉપર ખુશ થઈ ગયાં. તેમણે ત્રિશૂળ જમીનમાં માર્યું. જમીનમાં પાણીનો ધોધ વહેવા લાગ્યો. મા પાતાળથી પૃથ્વીલોકમાં પાણી લઈ આવ્યાં. જે આજે માન સરોવર કહેવાય છે. દંઢાસુર પાણી પીને તૃપ્ત થયો.

દેવલોકમાંથી પોતે પૃથ્વી પર લઈ આવેલ આ કન્યા હવે દસ-બાર વરસની થઈ હતી. રૂપરૂપના અંબાર બાળાને જોઈ અસુરને કુબુદ્ધિ સૂઝી. તે વિચારવા લાગ્યો : 'દુશ્મનની દીકરીને મારે પુત્રી શા માટે ગણવી જોઈએ ? હું સ્વર્ગને જીતીને લાવેલો હોવાથી આ મારી સંપત્તિ ગણાય. તેના પર મારો હક્ક ગણાય. બે-ચાર વરસમાં આ બાળા પરણવા યોગ્ય થઈ જશે. તેનું રૂપ યૌવન તળાવમાં ખીલેલા કમળ જેમ ખીલી ઊઠશે.

તો શા માટે હું જ એને પત્ની બનાવીને તેનો ઉપભોગ ન કરું ? બાળા ત્રિપુરાસુંદરીને દંઢાસુરના વિચારની જાણ થતાં તેમણે અસુરરાજને ઘણો સમજાવ્યો, પણ કામાંધ દંઢાસુર એકનો બે ન થયો અને ગર્વથી બોલ્યો : "આદ્યશક્તિ, હું તને ત્યારે જ ઓળખી ગયો હતો જ્યારે મેં સ્વર્ગમાં તને એકલી બેઠેલી જોઈ હતી. બીજી

વાર જ્યારે તે ત્રિશૂળ જમીનમાં મારી પાતાળલોકથી પાણી પૃથ્વી-લોક ઉપર લાવી હતી. ધારું તો હું પૃથ્વીલોકની સ્વરૂપવાન સ્ત્રીઓ, પાતાળલોકની નાગકન્યાઓ, સ્વર્ગલોકની અપ્સરાઓને ભોગવી શકું છું. મેં આવો વિચાર કેમ કર્યો તે પણ જાણી લે. ઘણાં સમય સુધી તું મારી પુત્રી તરીકે રહી છે, તેથી રણમેદાનમાં તારી ઉપર હેત ન ઉભરાય જાય અને તું પણ મને પાલક પિતા માની મારા ઉપર કરુણા ન કરે માટે મેં આવો કુવિચાર કર્યો છે. ધુમ્રલોચન, શુંભ-નિશુંભ, અરુણ, રક્તાસુર, મહિષાસુર, મધુ-કૈટભને મારનારી મહામાયા શક્તિ ! આજ તું પણ મારી આસુરી શક્તિને જોઈ લે."

આવું અસુરનું વચન સાંભળીને ગુસ્સાથી ભગવતીનું અંગેઅંગ કાંપવા લાગ્યું. આ કંપનથી ત્રણે લોક ધ્રૂજવા લાગ્યા. માની આંખો લાલ થવા લાગી. આથી સૂર્ય-ચંદ્રના તેજ રતાશવાળા થવા લાગ્યા. ક્રોધથી માનો ચહેરો લાલ ત્રાંબા જેવો થવા લાગ્યો. પૃથ્વીલોક પર અગ્નિની જ્વાળાઓ પ્રગટવા લાગી. સમુદ્રો માઝા મૂકવા લાગ્યા. પર્વતો ડોલવા લાગ્યા. દિક્‌પાલોના હાથમાંથી પૃથ્વી છૂટવા લાગી. પવનદેવ દિશા ભૂલી ભયંકર અવાજ સાથે આમથી તેમ દોડવા લાગ્યો. ભયંકર વાવાઝોડું અને ધૂળની ડમરીથી આકાશ છવાઈ ગયું. ઋષિમુનિઓ, બ્રાહ્મણો, સજ્જનો, મા ભગવતીની સ્તુતિ કરવા લાગ્યા. શક્તિ બાલાત્રિપરાસુંદરી બહુચરા ઉગ્ર રૂપ સાથે પ્રગટ થયાં.

માતાજીએ પોતાના કેશ છૂટા મૂકી દીધાં. કેશમાંથી ભગવતી બહુચર જેવી જ શક્તિશાળી અનેક દેવીઓ પ્રગટ થઈ અસુર સેનાનો કચ્ચરઘાણ કાઢવા લાગી.

દંઢાસુર અને અસુરસેના માની સાથે પૂરી તાકાત અને જુસ્સા સાથે લડવા લાગ્યાં. દંઢાસુરની તલવાર સાથે માનું ખડ્‌ગ ટકરાયું. દસે દિશાઓ ધ્રૂજવા લાગી. શેષ નાગ ફેણ ચડાવી ફૂંફાડા મારવા લાગ્યો. આથી પૃથ્વી હાલકડોલક થવા લાગી. સમુદ્રના જળ જમીન



પર રેલાવા લાગ્યા અને સમુદ્રની જગાએ જમીન દેખાવા લાગી. માના ખડ્‌ગના ટકરાવાથી ઝરેલા તણખાથી હિમાલય પર્વત ઓગળવા લાગ્યો. બરફ પાણી થઈ પૃથ્વી પર ફેલાવા લાગ્યો. રણચંડી જોગણીઓ અસુરોને પકડી પકડી બેરહેમીથી કાપવા લાગી અને તેના રક્તથી ખપ્પરો ભરવા લાગી. માના વાહન કૂકડાએ પોતાના પંજાના નહોરથી તેમજ ચાંચથી હજારો અસુરોને યમલોક પહોંચાડ્યા. અસુરસેનામાં ખળભળાટ થઈ ગયો. અસુરો રણમેદાન છોડી ભાગવા લાગ્યા.

દંઢાસુરને માએ ડાબા પગની લાત મારતા દંઢાસુર રક્ત ઓકવા લાગ્યો તથા કૂકવા કરવા લાગ્યો; એટલે કે કૂકડા જેવો અવાજ કાઢી રડવા લાગ્યો. અસુરોની બૂરી વલે થઈ. દંઢાસુરને કૂકતો જોઈ બીજા અસુરો પણ કૂકવા લાગ્યા. તે જગ્યાને કુકવાઈ કહેવાય છે. દંઢાસુર આદ્યશક્તિને પડકારીને પછતાવા લાગ્યો. એનો ઘમંડ ઓસરવા લાગ્યો. તે જીવ બચાવવા ભાગ્યો. બહુચરાજીએ દંઢાસુરનો પીછો કર્યો. બચવા માટે દંઢાસુરે સફેદ કૂકડાનું રૂપ ધારણ કર્યું. પવન વેગથી પાછળ પડેલાં બહુચરાજીએ દંઢાસુરને પકડ્યો. માના વાહન કૂકડાએ ખૂબ ઝનૂનપૂર્વક સફેદ કૂકડો બનેલા દંઢાસુરને પંજાના નખ તથા ચાંચ વડે લોહીલુહાણ કરી દીધો. દંઢાસુર પડ્યો ભગવતીએ ત્રિશૂળ ઉપાડ્યું જમીન પર પડેલા દંઢાસરે ભગવતીની સ્તુતિ કરી અને માગ્યું : "હે મા ! અમ સૌ અસુરોને તારા કૂકડા બનાવી ચરણમાં લેજે."

ત્રિશૂળ એટલે કે ભૂત-ભવિષ્ય-વર્તમાન, સ્વર્ગ-મૃત્યુલોક - પાતાળ કાળના એક જ ઘાએ રુધિરના ધોધ છૂટ્યા. દંઢાસુર મરાયો. દેવોએ મા બહુચરાજી ઉપર પુષ્પની વૃષ્ટિ કરી અને માની સ્તુતિ કરવા લાગ્યા. ઋષિ-મુનિઓ માને ભયંકર રૂપ શાંત કરવા પ્રાર્થના કરવા લાગ્યા. ભગવતી ફરી બાળા સ્વરૂપે, સૌમ્ય સ્વરૂપે પ્રગટ થયાં. સૌને આશિષ આપી અને વચન આપ્યું :

"આ ચુંવાળ પ્રદેશ, ઉમા ભગવતીનાં વામબાહુપાતથી

સિદ્ધપીઠ ગણાય છે. અહી મારી શક્તિપીઠ સ્થાપન થશે. બહુચર બની હું મારા ભક્તોનાં દુઃખ દૂર કરીશ."

માએ ત્રિશૂળ મારી પાતાળમાંથી પાણી કાઢેલ એ જગ્યા માનસરોવર કહેવાય છે. અહીં જાંભક નામના યક્ષની ચોકી મૂકેલ છે. કુદરતી રીતે પુરુષત્વહીન પુરુષ શ્રદ્ધાથી અહીં સ્નાન કરે તો પુરુષત્વને પામે છે, અને મનવાંચ્છિત ફળ મળે છે.

દૈત્યરાજ દંઢાસુરનો વધ કર્યા બાદ જગદંબાએ શંખલપુરની બોરૂવનની ઝાડીમાં યુદ્ધનો થાક ઉતાર્યો. તે વિશ્રાંતિ સ્થાન હાલ શંખલપુરના ટોડા કહેવાય છે. પોતાનું ઉગ્રરૂપ સમાવી દઈ પાછા સૌમ્ય બાળાસ્વરૂપ ધારણ કરી આદ્યશક્તિ વરખડીના ઝાડ નીચે આવ્યાં, અને ભગવતી અંતર્ધ્યાન થયાં. ઋષિઓએ ભગવતીની સ્તુતિ કરી. આમ ભગવતી બહુચરાજીનું પ્રથમ પ્રાગટ્ય પૂર્ણ થયું.

## બીજું પ્રાગટ્ય

આ પછી સરસ્વતીસાબ્રમતિ ક્ષેત્રના ઋષિ-મુનિઓ કંદર્મ ઋષિ, ભગવાન કપિલદેવ, મુનિ સત્યવ્રત આદિ ઋષિ-મુનિઓ ધર્મારણ્યમાં આવી માની સ્તુતિ કરવા લાગ્યા : "હે મા, અસુરોના ત્રાસથી ત્રણે લોકને મુક્ત કરી ત્રિલોક ઉપર તમે ઉપકાર કર્યો છે. અમે જન્મોજન્મ આપની સ્તુતિ-પ્રાર્થના કરતા રહીશું." આમ કહી ઋષિ-મુનિ અને સિદ્ધો માતાજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા લાગ્યા. આ જોઈ મા તરત પ્રગટ થઈ સૌને દર્શન આપી પાવન કર્યા અને કહ્યું : "હે મુનિઓ, ધર્મ સંસ્થાપના કરવા માટે મેં પૃથ્વીલોક ઉપર બાળાસ્વરૂપે અવતાર ધારણ કરી દંઢાસુર અસુરને હણ્યો છે, અને ત્રિલોકને અસુરના ત્રાસથી મુક્ત કરેલ છે. આ સ્થળે મારું સ્થાપન કરી પૂજન કરજો. હું અનંતકાળ આ સ્થાનમાં વાસ કરી મારા ભક્તોની મનોકામના પૂર્ણ કરીશ." એમ કહી મા અંતર્ધ્યાન થયાં. આ હતું માનું બીજું પ્રાગટ્ય. માતાજીના કહ્યાં પ્રમાણે માનું સ્થાપન કરવા માટે સાભ્રમતિ - સરસ્વતી તીરે વસતા



સર્વમુનિજનોએ ભેગા થઈ શક્તિયજ્ઞ કર્યો અને ભગવાન કપિલદેવના હસ્તે બહુચરાજીના ગોળની સ્થાપના કરી અને સિદ્ધયંત્ર સ્થાપિત કરી ભગવતી બાલા ત્રિપુરાસુંદરીની પૂજા-અર્ચના કરી. સ્ફટિક પત્રને આજે સોનાના પતરાથી મઢી લેવામાં આવેલ છે. તેનું જ પૂજન આજે પણ થાય છે. માના ભક્તો શ્રદ્ધાથી બાધા-આખડી રાખે છે અને તેમની સર્વે મનોકામના પૂર્ણ થતાં માતાજીનું નૈવેદ્ય કરે છે તથા ઘણા કૂકડા રમતા મૂકે છે. માનતાથી થયેલ બાળકનું નામ બેચર રાખવામાં આવે છે તથા તેના કેશવપન - લટ અહીં લેવામાં આવે છે.

જે જગા પર શક્તિયજ્ઞ કરવામાં આવેલ હતો, તે કુંડ શાસ્ત્રોના નિયમાનુસાર પાતાળનાં પાણીથી ભરી દેવામાં આવે છે એ જ આજનું 'માન સરોવર' છે. અહીં સ્નાન કરવાથી મનના વિકારો નાશ પામે છે, એમ મનાય છે. અહીં બાજુમાં સજીવન જળનું સરોવર કે જે દંઢાસુરની તૃષા છિપાવવા માતાજીએ ત્રિશૂળ મારી પાતાળમાંથી પાણી પૃથ્વીલોક ઉપર લાવ્યાં હતાં. તે જળમાં સ્નાન કરવાથી પુરુષાતન વિહીન પુરુષમાં પુરુષાતન પ્રગટે છે. અહીં સ્નાન કરવાથી અનેક પુરુષાતન વિહોણા નર પૂર્ણ પુરુષ બન્યાના દાખલા છે. અહીં જાૃભક યક્ષની ચોકી મૂકેલ છે. જેમાંના પ્રસિદ્ધ પરચામાં મહાભારતમાં ભીષ્મ પિતામહને રણમાં પછાડનાર દ્રુપદપુત્ર શિખંડી, સ્વર્ગલોકની અપ્સરાના શાપને કારણે પુરુષાતન ગુમાવી બેઠેલ મહારથી અર્જુન, દેવલોકમાં શાપિત થયેલ ગંધર્વ અક્ષસેન, વીર વિક્રમના શરણે આવેલ બ્રાહ્મણ યુવાન યશોધર, પ્રસિદ્ધ સોલંકી વંશની રાજકુમારીમાંથી બનેલ રાજકુમાર વગેરે દાખલાઓ લોકજીભે ચડેલા છે. હજુ હમણાંનો તાજો દાખલો ધંધુકા તાલુકાના અણિયાળી ગામનો યુવાન કન્યામાંથી બનેલ પુરુષનો છે.

માએ તેના ભક્તોને અવારનવાર દર્શન આપી તેને દુઃખ-મુક્ત કર્યા છે.

## ત્રીજું પ્રાગટ્ય

માનું ત્રીજું પ્રાગટ્ય ચારણ કુળમાં થયું હતું એવી દંતકથા છે. શ્રી ચારણજ્ઞાતિ હિત વર્ધકસભા નામના મંડળ તરફથી ગઢવી શ્રી સમર્થદાન શિવદાત મહિયાએ એક પત્રિકા બહાર પાડી, આ વાતને સમર્થન આપ્યું છે. શ્રી ગઢવીજી ચારણોના વહીવંચા બારોટોના ચોપડા ઉપરથી ચારણકન્યા બહુચરાનું વંશવૃક્ષ તથા કથા કહે છે. તે મુજબ ઈ.સ. ૧૩૦૯ માં મારવાડના મારુ ચારણની દેથા શાખામાં ઉજળા ગામે (ઘણાં ધોળાગઢ કહે છે) બાપલ ચારણને ઘરે દેવલ બાની કુખે બહુચરાનો જન્મ થયો. આ બાપલ ચારણને બુટ્ય, બલાડ અને સૌથી નાની બહુચરા એમ ત્રણ દીકરીઓ હતી. બાપલ ચારણ કવિ હતા. ગળામાં સાતે સાત સૂર આરોહ-અવરોહ સાથે બેસી ગયા હતા. વિદ્વાન પણ એટલા જ હતા. રાત ખૂટે પણ તેની વાત ન ખૂટે. કોઈની ખોટી પ્રશંસા કે વ્યક્તિની પ્રશસ્તિ ન કરવી, પણ ભગવતી બાલા ત્રિપુરાસુંદરીની કવિતા જ કરવી એવું બાપલ ચારણને નીમ હતું. ફરતા ફરતા બાપલ ચારણ કાઠિયાવાડમાં વલભીપુર શિહોર થઈ તળાજાના મોખડાજી ગોહેલ એ વખતે તળાજામાં રાજ કરતા હતા, ત્યાં આવ્યા. બાપલ ગઢવીની વાણી અને વિદ્વતાથી ખુશ થઈ ગોહેલ રાજવીએ બાપલકા ગામ ગઢવીને ભેટ આપી દીધું.

બાપલ ચારણની જગદંબાસ્વરૂપ પત્ની દેવલબાઈનું પિયરનું ગામ તે ઉજળા, જેને ઉજળાગઢ કે ઘણાં ધોળાગઢથી પણ ઓળખે છે. ધોળાગઢ એ હાલનું ધોળા કે ધોળકા હોય શકે. દેવલબાઈ ત્રણે દીકરીઓ બુટ્ય, બલાડ અને બહુચરાને સાથે લઈ ખારોડા જતા હતા. વચ્ચે રસ્તામાં મકરાણીએ મોરચો બાંધ્યો હતો. બુટ્ય અને બલાડ યુવાન હતાં. ચારણકન્યાઓનાં રૂપનું તો કહેવું જ શું ? મકરાણીઓની દાનત બગડી. દેવલબાઈ મકરાણીની નજર પારખી ગયાં. તેણે દીકરીઓને એક દ્વિઅર્થ સાખી કહી ' મેરુ બાપલની



દીકરી માતા દેવલબાઈ નામ, ધોળાગઢ પર્વતથી આવિયા અવિચળ હમારો ઠામ.' આનો એક અર્થ મેરુસમાન બાપલ ચારણ ને દેવલબાઈની તું દીકરી જે ઉજળાગઢથી આવ્યાં છીએ. બીજો અર્થ મેરુપર્વત હિમાલયથી જેની ઉત્પત્તિ થઈ છે તે ચારણ કોમની દેવમાતા (ગાયત્રી) જેની મા છે. એટલે જ ચારણો દેવીપુત્ર કહેવાય છે, અને જેનો કાયમી મુકામ હિમાલય પર્વત છે. કહેતાંની સાથે જ ત્રણે દીકરીઓએ વાઘણનાં રૂપ ધારણ કરી મકરાણીઓ ઉપર હુમલો કર્યો. કેટલાક ભાગ્યા. કંઈક ઘવાયા. ઘણાને જીવતા ફાડી ખાધા. મકરાણીઓ માતાજીને પગમાં પડી માફી માગવા લાગ્યા, અને કોઈ દિવસ કોઈ બહેન - દીકરી ને નહિ રંજાડીએ એવા સોગન ખાવા લાગ્યા.

આ બાજુ બાપલ ચારણ કાઠિયાવાડમાં સ્થિર થઈ પોતાના બાળ-બચ્ચાંને બાપલકા, તેડાવી લેવા માણસો મોકલ્યા. બાપલની પત્ની દેવલબાનું અવસાન થયું હતું. હવે દીકરીઓ ત્યાં કોના આધારે રહે ? એથી ચારણે બાળકોને બાપલકા તેડાવ્યા.

માણસો કાઠિયાવાડથી ઉજળા આવ્યા અને બાપલની ત્રણે દીકરીઓને સમાચાર આપ્યા કે ગઢવીએ તમને ત્રણે દીકરીઓને બાપલકા આવી જવા કહેવડાવ્યું છે. ઘર તથા ઢોર-ઢાંખર બીજા દેથા ચારણોને સોંપી બુટ્ય, બલાડ અને બહુચરાજી ઘોડેસવાર સાથે બાપલકા જવા નીકળ્યાં. રાત પડી એ ગામમાં રાતવાસો કરતા કરતા. ત્રણે બહેનો અને ઘોડાસવાર ચુંવાળ પંથકમાં પહોંચ્યાં અને શંખલપુર ગામ પાસે રાત્રી મુકામ કર્યો.

ચુંવાળ પંથકમાં ચુંવાળિયા કોળીઓનો ઘણો જ ત્રાસ હતો. ધોળા દિવસે તેઓ વટેમાર્ગુને લૂંટી લેતા. યુવાન બહેન - દીકરીઓની ઇજ્જતની કોઈ સલામતી ન હતી. બાપૈયા અને મેખા નામના ચુંવાળિયા કોળી લૂંટારાથી તો બહારવટિયા પણ ડરતા. એ બાપૈયા અને મેપાએ ત્રણે બહેનો બુટ્ય, બલાડ અને બહુચરા ઉપર હુમલો

કરી તેમને લૂંટી લેવા પ્રયાસ કર્યા. સૌથી મોટી બુટ્યે તેમને ઘણાં સમજાવ્યાં અને કહ્યું : "અમે ચારણકન્યાઓ છીએ. અમને દુભવી તમે સારા ફળ નહિ પામો." પણ બાપૈયા અને મેપો માન્યા નહિ



અને ચારણકન્યાઓની મશ્કરી કરવા લાગ્યાં. એ જોઈ સૌથી નાની બહુચરાએ કહ્યું : "અમારી પાસે લૂંટવા જેવું કંઈ નથી માટે જવા દો." આ સાંભળી મેપો બોલ્યો : "તું પોતે જ એક ખજાનાથી કમ નથી. તારા સ્તન મને ગમી ગયા છે." મેપાનું આવું વાક્ય સાંભળી બહુચરમાં સત પ્રગટ થયું. તેણે ત્રાગું કર્યું. તેણે પોતાના બન્ને સ્તન કાપીને મેપા લૂંટારા સામે ધરી દીધાં. આ જોઈ બુટ્ય અને બલાડે પણ ત્રાગું કર્યું.

બાપૈયા તરત બહુચરના પગમાં પડી ગયા અને માફી માગવા લાગ્યો. બહુચરે મેપાને શાપ આપ્યો : "તું પાવૈયો થશે." મેપો ધ્રૂજી ગયો અને પોતાની ભૂલ બદલ બહુચરના પગમાં પડી માફી માગવા લાગ્યો. બહુચરને દયા આવી અને તેણે મેપાને માફી આપતા કહ્યું : "આ સ્થળે વરખડીના ઝાડ પાસે મારું સ્થાનક છે.



અહીં મારી દેરી કરજે. સજીવન જળમાં નાહવાંથી તું પુરુષત્વ પામીશ અને તારો ઉદ્ધાર થશે. અહીં કોઈ કુદરતી રીતે પુરુષત્વ-હીન માણસ મારા સ્થાન કે આવી સ્ત્રી વેશમાં રહી મારા ગુણ ગાશે તે અવશ્ય મારા ધામમાં પહોંચશે." આમ કહી તેણે દેહ છોડ્યો. બુટ્ય અને બલાડે પણ ત્રાગાં કર્યાં હતાં, પરંતુ તે ફક્ત જખ્મી થયાં હતાં. બુટ્ય રસ્તામાં અરણેજ પાસે અને બલાડે બાપલકા ગામે પહોંચી દેહત્યાગ કર્યો. ચારણપુત્રી બહુચરાને ચારણો કૌમારી શક્તિ કલ્પે છે.

બ્રિટિશ સરકારના તથા મુંબઈ રાજ્યના ગેઝેટિયરમાં તેમજ બારોટ વહીવંચાના ચોપડે આ વાતનો ઉલ્લેખ મળે છે. ટોડ રાજસ્થાન, વંશભાસ્કર રાસમાળા વગેરે ઐતિહાસિક ગ્રંથોમાં આ વાતનો ઉલ્લેખ છે. નર્મદા શંકર મહેતાના 'શક્તિ સંપ્રદાય' ગ્રંથમાં પણ ત્રાગાની આ હકીકત લીધી છે. બહુચર ભાટ કોમની ઈષ્ટદેવીઓમાં છે. દેથા ચારણોમાં લગ્નપ્રસંગે બહુચરાજી મોડિયો ને ચૂંદડી મોકલવાનો હજુ રિવાજ છે, જે આ વાતની સાક્ષી પૂરે છે.

## શ્રી બહુચરમાના પરચાઓ

### બાળકોએ આખું લશ્કર જમાડ્યું

ગોવાળ બાળકોની કથા ભક્ત કવિ વલ્લભ ભટ્ટ તથા શામળ ભટ્ટ બન્નેએ આપી છે.

મધ્યકાળમાં કેટલાક સમય અપ્રસિદ્ધ રહ્યા પછી જાણે કે ભગવતીની ઇચ્છાથી આ ધામ અચાનક પ્રકાશમાં આવ્યું. એક વખતની વાત છે. પોતાના ઢોર લઈને કેટલાક ગોવાળ બાળકો બોરુવનમાં વરખડી પાસે આવ્યા. ઢોરને ચરતા મૂકી બાળકો અવનવી રમતો રમવા લાગ્યા. રમતા રમતા વનમાંથી બાળકોને એક કુલડી મળી. 'હવે કુલડીની જ કંઈક રમત રમીએ' એમ વિચારતાં બાળકોએ કુલડીમાં કંઈ રાંધવાનું નક્કી કર્યું. બાળ

ગોપાળને રમતમાં મજા પડી ગઈ. વનમાંથી થોડા તાંદુળ વીણ્યા માટીનો ચૂલો બનાવ્યો, બાજુના સરોવરમાંથી પાણી લીધું, અને બાળકો એક ચૂલો પેટાવી તાંદુળ રાંધવા મૂક્યા. તાંદુળ તૈયાર થવાની થોડી વાર હતી ત્યાં ઊંઘી ગયેલો ગોપાલ આવીને કહેવા લાગ્યો : "મેં ઊંઘમાં એક સપનું જોયું છે. સામે વરખડીના ઝાડ નીચે બાળા બહુચરમાનું સ્થાનક છે. તેણે કહ્યું છે કે જો આપણે તેને ભજીશુ તો તે આપણને મુસીબતમાં મદદ કરશે."

બાળકોએ ભેગા મળી નક્કી કર્યું કે આપણે બાફેલી કુર માને ધરાવી તેનો પ્રસાદ લઈએ. બાળકો કાલીઘેલી ભાષામાં માને પ્રાર્થના કરવા લાગ્યા : "અમારા પ્રસાદનો સ્વીકાર કરો." બાળકોને તો એમ કે હમણાં માતાજી આવશે અને આપણો પ્રસાદ લેશે પણ એવું કંઈ બન્યું નહિ. ગોપાલ બોલ્યો : "મેં જોયું છે કે ભુવાઓ જ્યારે માતાજીને નૈવેદ્ય ધરાવે છે ત્યારે કોઈ પશુનું બલિદાન આપે છે. આપણે પણ બલિદાન આપવું જોઈએ."

ગોપાલ પોતાની ભેંસો ચરાવવા લાવેલ. સાથે એક પાડો પણ ચરાવવા લાવ્યો હતો. સૌએ નક્કી કર્યું કે એ પાડાનું જ માને બલિદાન આપીએ. આ તો ખાલી રમત જ હતી. પાડાને વરખડીના ઝાડ પાસે લઈ આવ્યા. ગોપાલે ભુવા તલવાર હાથમાં પકડે એમ નાની લાકડી બે હાથમાં પકડી આંખો બંધ કરી. 'જય બહુચરમા' કહીને જેવી લાકડીની તલવાર પાડાની ડોક ઉપર મારી કે તરત પાડાનું ધડ અને મસ્તક અલગ થઈ ગયાં. બાળકો આનંદની ચિચિયારીઓ પાડવા લાગ્યા. રમત શ્રદ્ધામાં બદલાઈ ગઈ. બાળકો માતાજીની આરતી ગાવા લાગ્યાં, કાળને કરવું તે એ જ સમયે એક રાજાનું લશ્કર ત્યાંથી પસાર થતું હતું. સરોવરનું પાણી અને વનનો છાંયો જોઈ લશ્કરે જ્યાં બાળકો પૂજા કરતા હતા, ત્યાં જ પડાવ નાખ્યો. બપોરનો સમય હતો. સૌને કકડીને ભૂખ લાગી હતી. સૌને બાળકોની રમતમાં રસ પડ્યો. પાસે જ ધડથી મસ્તક અલગ થયેલો પાડો પડેલો જોયો. રાજાને ખૂબ નવાઈ



લાગી કે બાળકોની આ કેવી રમત ! તેણે બાળકોને પૂછ્યું : "તમે આ શું કરો છો ?" બાળકોએ જવાબ આપ્યો કે "અમે બહુચરમાની પૂજા કરીએ છીએ."

રાજાને ટીખળ સૂઝ્યું. તેણે કહ્યું : "પૂજા કરો છો તો પ્રસાદ પણ કર્યો જ હશે. શું મને અને મારા લશ્કરને પ્રસાદ આપશો ?"

બાળકો કહેવા લાગ્યાં કે, "અમે પ્રસાદમાં કુર બનાવી છે. કુર અમે જમવાના છીએ. તમે પણ જમવા બેસી જાવ. વનમાંથી ખાખરાનાં પાંદડાં તોડીને રાજા અને લશ્કર પંગતમાં બેસી ગયાં. જે બાળકને મા સપનામાં દેખાયા હતાં, તેમણે ભોજન પીરસવાનું શરૂ કર્યું. આખા લશ્કરને ભરપેટ કુર જમાડી પ્રસાદ લઈ બધા તૃપ્ત થયા. પણ રાજા, વાજાને વાંદરા, ક્યારેય સીધા ન રહે તેણે બાળકોને પજવવા માટે કહ્યું "આ પાડો માતાજીને ભોગ ધરાવેલ છે તો તેનું માંસ પણ પ્રસાદ તરીકે વહેંચવું જોઈએ. અમે આ પાડાનું માંસ પકાવીને ખાઈશું." સાંજના વાળુનો પ્રશ્ન પણ ઉકલી ગયો. કોઈ કહેવા લાગ્યું : "બાળકો ! ક્યાં છે તમારી માતાજી ? જરા બતાવો તો ખરા ! તેનાં દર્શન કરીએ." આવું આવું બોલી બાળકોને પજળવા લાગ્યા. એટલે ગોપાલ નામના બાળકે કહ્યું : "માતાજીએ કહ્યું છે કે મુસીબતમાં હું તમને મદદ કરીશ. તો ચાલો માતાજીને જ પ્રાર્થના કરીએ."

સૌ બાળકો વરખડીના ઝાડ પાસે જઈ માતાજીને આ લશ્કરને પાઠ ભણાવવાની અરજ કરવા લાગ્યા. વરખડીમાંથી લાખો ભમરા ઊડ્યા અને ભમરાઓએ લશ્કર પર હુમલો કર્યો. હાથે, મોઢે, કાને-નાકે જંગલી ભમરાઓ કરડવા લાગ્યા. લશ્કર ભાગ્યું. રાજા સહિત લશ્કરને ભાગતું જોઈ બાળકો જોરજોરથી હસવા લાગ્યા, અને 'બહુચર માતની જય' બોલાવવા લાગ્યા. આમને આમ સાંજ પડી ઘેર જવાનો સમય થયો. ગોપાલના પાડાનો તો માતાજીને ભોગ ધરાવાય ગયો હતો. હવે ઘરે જઈ શું જવાબ આપવો ? એ વિચારથી ગોપાલ રડવા લાગ્યો. બીજા ગોવાળ બાળ

કોએ તેને છાનો રાખી કહ્યું : "માતાજી આ મુસીબતમાં પણ કંઈક મદદ જરૂર કરશે. ચાલો માતાજી ને કહીએ કે ગોપાલને પાડો પાછો આપો."

બધાં ગોપબાળકો હાથ જોડી માને વિનવવા લાગ્યા. બાળકોની કાલીઘેલી ભાષાની વિનંતી સાંભળી તથા ગોવાળિયાઓની ભકિત જોઈ મા પ્રસન્ન થયાં. તેમણે ભોળા દિલનાં બાળકોને સાક્ષાત્ દર્શન આપ્યાં, અને મરેલા પાડાને સજીવન કર્યો. બાળકો રાજી રાજી થઈ ગયાં, અને જયકાર કરવા લાગ્યા. બોલો મા બહુચરાજીની જય...

ભમરાના ડંખથી ભાગેલા રાજા અને તેના લશ્કરની આ ચમત્કારની વાત બાળકોએ ગામમાં જઈ કરી. જોતજોતામાં વાત આખા પંથકમાં પ્રસરી ગઈ અને કીડિયારાની માફક લોક ભવાની બહુચરના ધામમાં આવવા લાગ્યું. ત્રિલોકનાં કાર્યો સિદ્ધ કરી મા ભગવતી મૃત્યુલોકના માનવીઓના દુઃખ દૂર કરવા ચુંવાળના ચોકમાં બિરાજમાન છે શ્રદ્ધાથી ભજે એની મનોકામનામા પૂર્ણ કરે છે.

## મા વિક્રમની વહારે ચડ્યાં

ભગવતી બહુચરાનો એક પરચો સિંહાસન બત્રીસીમાં કાષ્ઠના ઘોડાની વાર્તામાં આવે છે. રોજના નિયમ મુજબ અડધી રાતે વિક્રમ રાજા નગરચર્ચા જોવા નીકળ્યા. ચાલતા ચાલતા એક પુરાતન શિવમંદિર પાસે આવી પહોંચ્યા. મંદિરમાં કોઈ માણસ હોય તેવું તેને લાગ્યું. વિક્રમે જોયું તો એક બ્રાહ્મણ યુવાન શિવજી પોતાના મસ્તકની કમળપૂજા ચડાવવાની તૈયારીમાં હતો. વિક્રમે યુવાનનો હાથ પકડી લીધો અને પૂછ્યું : "તારે શું દુઃખ છે, જેથી આપઘાત કરી રહ્યો છે ?"

યુવાન બોલ્યો : "મારું દુઃખ કોઈથી દૂર થઈ શકે તેમ નથી. થોડા દિવસમાં મારા લગ્ન થવાના છે.બદનસીબે હું પુરુષત્વહીન છું, તેથી આત્મઘાત કરું છું." વિક્રમ રાજાએ તેનું દુઃખ દૂર કરવાનું



વચન આપ્યું. વિક્રમે ભગવતી હર્ષદ ભવાનીનું સ્મરણ કર્યું. હર્ષદ માતાએ કહ્યું : "હે વીર વિક્રમ ! તું આ બ્રાહ્મણ યુવાનને લઈ ચુંવાળ દેશમાં જા. ત્યાં કુદરતી રીતે પુરુષત્વહીન પુરુષોને પુરુષત્વ આપનારી મા બહુચરાનું માનસરોવર છે. તેના સજીવન જળમાં સ્નાન કરવાથી આ યુવાન પૂર્ણ પુરુષ બનશે."

વિક્રમ તે યુવાનને લઈ બહુચરાજી આવ્યા. સ્નાન કરવાથી તે બ્રાહ્મણ યુવાન પુરુષત્વને પામ્યો અને તેના ધામધૂમથી લગ્ન થયાં.

ભક્ત કવિ વલ્લભ ભટ્ટ બહુચરમાના પરચામાં જણાવે છે તેની કથા આ પ્રમાણે છે.

## મૂંગાને બોલતો કર્યો

બ્રહ્મભટ્ટનો છોકરો જન્મથી જ બહેરો-મૂંગો અને મંદબુદ્ધિનો હતો. મા-બાપ હયાત હતાં ત્યાં સુધી તો કંઈ વાંધો ન આવ્યો, પણ મા-બાપની આંખ મીંચાઈને બોબડા બારોટની માઠી દશા શરૂ થઈ. તેની ભાભીને આ બોબડો દીઠોય ગમતો નહિ. તેણે બાર-તેર વરસના બાળક ઉપર અત્યાચાર કરવા શરૂ કર્યા. ન પેટ પૂરતું ખાવા આપે, કે ન બીજાં કપડાં આપે. કંઈક ને કંઈક વાંક કાઢી, મારઝૂડ કરી, સૂવા - ઓઢવા માટે પાગરણ પણ ન આપે. ભાઈ ભાભીને આ બોબડો માથે પડેલ મુસીબત જેવો હતો. કોઈ આડોશી-પાડોશી બોબડા પર દયા ખાવા જાય તો તેની ભાભી પડોશીની પણ ધૂળ કાઢી નાખતી. આથી પાડોશી પણ એ મંદબુદ્ધિના બાળક માટે કશું કરી શકતા નહિ. કાયમ પડતી માર અને ત્રાસ તથા ભૂખના દુઃખથી કંટાળી એક દિવસ બોબડાએ ઘર છોડ્યું.

ઉનાળાના તાપમાં ભૂખ્યો-તરસ્યો ઉઘાડા પગે બોબડો ચાલી નીકળ્યો. બિચારા બોબડો ! બુદ્ધિ પણ વિશેષ ન હતી. ક્યાં જાય ? પણ જેનું કોઈ નથી એનો ભગવાન છે. કિસ્મત બોબડાને મા બહુચરના ધામમાં લઈ ગઈ. બોબડો માનસરોવર પાસે એક

ઝાડ નીચે બેસીને વિચાર કરવા લાગ્યો કે, 'મારો મા-જણ્યો ભાઈ મારો ન થયો તો જગમાં બીજું તો કોણ મારું થવાનું છે ? આવા જીવતરથી તો મોત સારું.' એમ વિચારતો બોબડાએ મરી જવા માટે અન્નજળનો ત્યાગ કર્યો. અહીં એને જમાડનારું પણ કોણ હતું ? કોઈ કંઈ પૂછે તો પણ આ કંઈ સાંભળે નહિ. તેથી કોઈએ તેના તરફ ખાસ ધ્યાન ન આપ્યું.

સવાર-સાંજ થતી આરતી અને માનાં દર્શને આવતા હજારો લોકો જોઈ બોબડા બારોટના હૃદયમાં પણ ભગવતી બહુચર તરફ અહોભાવ પ્રગટ થયો. બીજું કંઈ કામકાજ તો હતું નહિ. બોબડો બારોટ માતાજીનું ચિંતન કરવા લાગ્યો. બારોટને માતાજીની પ્રશસ્તિના છંદ, માના ગરબા-થાળ રચવાની ઇચ્છા થવા લાગી. માતાજીની કવિતા કરવાનું મન થવા લાગ્યું. દિવસ ઉપર દિવસ વીતવા લાગ્યા. એક-બે-ત્રણ-ચાર એમ એકવીસ દિવસના બારોટને નકોરડા ઉપવાસ થયા. માના ધામમાં, માના ચિંતનમાં અનાયાસે થયેલું તપ પણ એળે કેમ જાય ? બોબડા પર મા ભગવતીની કૃપા થઈ. મૂકબધિર બોલતો સાંભળતો થયો. માએ બારોટની બુદ્ધિના દ્વાર ખોલી નાખ્યાં. બોબડો બારોટ માની કવિતા કરવા લાગ્યો. બારોટના રચેલા છંદ, રાસ, થાળ અને સ્તુતિ ચુંવાળના સીમાડા છોડી દૂર દૂર સુધી લોકજીભે ચડવા લાગ્યા. બારોટ કુબેર કવિના નામથી જગમાં વિખ્યાત થયો.

## નારીમાંથી નર બનાવ્યો

ખૂબ જ પ્રખ્યાત પરચો પાટણના ચાવડા રાજા અને કાલરીના સોલંકીનો છે. ઈ.સ. ૭૪૬ થી ૯૪૨ આસપાસમાં બનેલ આ પ્રસંગ એક સત્યઘટના છે. જો કે આના ઐતિહાસિક પુરાવા મળતા નથી. પણ આ કથા સુપ્રસિદ્ધ 'સોલંકીના ગરબા' 'ભવાઈ સંગ્રહ' માં 'બહુચરમાના વેશમાં' તેમજ મહાકવિ શામળ તથા ભક્તરાજ વલ્લભ ભટ્ટની કાવ્ય કૃતિઓમાં, એમ સૌમાં જોવા મળે છે, તે નીચે પ્રમાણે છે :



કાલરીના સોલંકી રાજા તેજપાલ અને પાટણના ચાવડા રાજા નારસિંહ વચ્ચે ગાઢ મિત્રાચારી હતી. સોલંકીની ઠકરાત નાની હતી, જ્યારે પાટણ ઘણું મોટું રાજ્ય હતું. એમ છતાં બન્ને રાજાની મિત્રતામાં ક્યાંય નાના-મોટાં હોવાનો અણસાર ન હતો. બન્ને રાજાની રાણીઓ પણ પવિત્ર અને પ્રેમાળ હતી. બન્ને રાણીઓને પણ ખૂબ સારી દોસ્તી હતી. પાટણ જેવા મોટા રાજનો રાજવી મહિનામાં એકવાર સજોડે કાલરી આવ્યો જ હોય, કાલરીની નાની ઠકરાતનો ધણી તેજપાલ પણ મહિનામાં એકાદવાર સજોડે પાટણમાં મિત્રની મહેમાનગતિ માણતો હોય. બન્ને મિત્રોના જાણો કે શરીર જુદા હતા પણ જીવ એક હતા, એવી મિત્રતા હતી. આ મિત્રતા કાયમ ના માટે વધુ ગાઢ થાય, બન્ને કુળ ના પરિવારો વધુ નજીક આવે એવો એક પ્રસંગ બન્યો. દૈવયોગે સોલંકી અને ચાવડા બન્નેની રાણીઓ એકસાથે જ સગર્ભા બની. રાજકુટુંબોમાં આનંદનો પાર નથી. પાટણનરેશને સોલંકી સાથે મિત્રતા સંબંધમાં બદલાય તેવો એક ઉપાય સૂઝ્યો. તેણે કાલરીના રાજાને કહ્યું : "હવે આપણે મિત્ર ઉપરાંત સગા બનીએ. તમારા રાણી સગર્ભા છે એમ મારા રાણી પણ સગર્ભા છે. બન્ને રાણીમાંથી જો એકને દીકરો અને એકને દીકરી અવતરે તો તેમનો વિવાહ કરવો. બન્નેને દીકરી અથવા બન્નેને દીકરા અવતરે તો શરત ફોક."

કાલરીના ધણીને આ પ્રસ્તાવથી ખૂબ આનંદ થયો. બન્ને મિત્રો ભેટ્યા. બન્ને રાણીઓ પણ આ જાણી પરસ્પર એકબીજીને ભેટી. બન્ને રાજકુટુંબો આ વાતથી રાજી થયાં. કાલરીના સોલંકી રાણી, મા બહુચરના પરમ ભક્ત હતાં. તેની દઢ માન્યતા હતી કે માતાજી તેને દીકરો જ આપશે. કદાચ દીકરી જન્મે તો પણ મા બહુચરના ચમત્કારથી તે દીકરો થઈ જશે. તેજપાલ સોલંકીને મનમાં ઊંડે ઊંડે એમ હતું કે મારે ત્યાં દીકરો જન્મે અને નારસિંહ ચાવડાને ત્યાં દીકરી જન્મે તો સારું. કાલરીની નાની ઠકરાતમાંથી પાટણનું મોટું રાજ્ય તેને મળે. પણ વિચારવાથી ભાવિ થોડું

બદલાય જાય છે ? એક-બે-ત્રણ કરતા નવ માસ પૂરા થતાં પાટણથી સમાચાર આવ્યા કે રાણીએ દીકરીને જન્મ આપ્યો છે.

કાલરીમાં સોલંકીની રાણીને પ્રસૂતિની પીડા ઊપડી. રાજની દાયણો આવી સુવાવડ કરાવી. રાણીની તબિયત સ્વસ્થ થતાં તેને પાટણથી આવેલ સમાચાર જણાવ્યા કે ચાવડાને ત્યાં દીકરીનો જન્મ થયો છે. સોલંકીની રાણીને પણ દીકરી જ અવતરી હતી, પણ રાણીને ભગવતી ત્રિપુરા બાલા-બહુચરાજી ઉપર અતૂટ શ્રદ્ધા હતી. તેણે દાસી મારફત જાહેર કરાવ્યું કે રાણીને દીકરો અવતર્યો છે. તેજપાલ સોલંકી આનંદમાં આવી ગયો. આખી ઠકરાતમાં ઉત્સવ જાહેર થયો, ગરીબોને દાન દેવાયાં, ખેડૂતોનો એક વરસનો કર માફ કર્યો. પાટણથી આવેલા કાસીદ સાથે જ સંદેશો મોકલાવી દીધો કે અમારે ત્યાં દીકરો અવતર્યો છે. અગાઉ થયેલ વાત મુજબ બન્નેનું સગપણ જાહેર થયું.

સોલંકી રાણીએ પોતાની કુંવરીને કુંવર જેમજ ઉછેરવા માંડ્યું. કુમાર જેવાં કપડાં, છોકરાઓની સોબત, ઘોડેસવારી, શસ્ત્રવિદ્યા વગેરેની તાલીમ આપી કુંવરીને કુંવર બનાવી દીધો.

સમયને જતા ક્યાં વાર લાગે છે ? પાટણના ચાવડાની કન્યા સોળ વરસની થઈ. આ બાજુ સોલંકી કુંવર બનેલી કુંવરી પણ સોળ વરસની થઈ. પાટણનરેશ નારસિંહ ચાવડાએ કાલરીના ધણી તેજપાલ સોલંકીને મળી દીકરીના લગ્નની વાત કરી. ઘડિયા લગ્ન લેવાયાં. ધામધૂમથી કાલરીની સોલંકી કુમારના લગ્ન પાટણની કુંવરી ચાવડા રાજકુમાર સાથે થયાં.

સોલંકી કુમાર જે ખરેખર કુંવરી હતી, તેની ખરી મુસીબત હવે શરૂ થઈ. રાણીમાની અંધશ્રદ્ધાએ તેને તથા ચાવડાકુમારી બન્નેને મુસીબતમાં મૂકી દીધાં. 'હમણાં રાત પડશે, શું મોઢું લઈને હું ઓરડામાં જઈશ ? હવે તો એક જ ઉપાય રહ્યો છે ! હું આત્મહત્યા કરું.' આમ વિચારી સોલંકીની કુંવરી પોતાની ઘોડી ઉપર બેસી ઘોડી વન તરફ દોડાવી મૂકી.



ચૈત્ર મહિનાનો ધોમધખતો તાપ અને ચુંવાળનો રણ પ્રદેશ ! સોલંકી કુંવરી તાપ અને માનસિક મૂંઝવણથી અકળાઈ ગઈ. તરસથી ગળું સુકાવા લાગ્યું. આખું શરીર પરસેવાથી તરબતર થઈ ગયું. ઘોડી પણ પરસેવેથી રેબઝેબ થઈ થાકી હતી. કુંવરીની પાળેલી કૂતરી પણ ઘોડી પાછળ દોડતી દોડતી અહીં સુધી આવી



હતી. તે પણ રણપ્રદેશની ગરમીથી પરેશાન હતી. પરસેવે લથબથ હતી. તરસથી જીભ બહાર નીકળી ગઈ હતી. કુંવરીને દૂર એક તળાવડી દેખાઈ. તલાવડી કાંઠે ઝાડનો છાયો પણ હતો. સોલંકી કુમારીએ ઘોડી તળાવ તરફ દોડાવી. તળાવ આવતાં જ ઘોડી પાછળ આવતી ગરમીથી ત્રાસેલી કૂતરી પાણી જોઈ તેમાં નાહવા પડી. કૂતરી નાહી, પાણી પીને બહાર આવી. કુંવરીએ જોયું કે તેની કૂતરી કૂતરો બની ગઈ હતી. કુંવરીને ખૂબ નવાઈ લાગી. આવું બની શકે ખરું ?

વધુ ખાતરી કરવા સોલંકી કુંવરીએ પોતાની ઘોડીને પાણીમાં નવરાવી અને પાણી પાયું. નારી જાતિની ઘોડી તરત ઘોડો બની ગઈ. કુંવરીએ વિચાર્યું કે જરૂર આ કોઈ દેવતાઈ સરોવર છે. અહીં વરખડીનું ઝાડ છે. તેથી નક્કી રાણીમાં કહેતા હતા એ ત્રિપુરા

બાલાસુંદરી ભગવતી બહુચરાજીનું માનસરોવર છે. કુંવરી માનું સ્મરણ કરી તળાવડીમાં નાહવા પડી અને ભરપેટ પાણી પીધું, બહાર આવીને જોયું તો ફરી એ જ ચમત્કાર થયો. કુંવરીમાંથી સોલંકી કન્યા કુંવર બની ગઈ.

સોલંકી કુમારે ઘોડો મહેલ તરફ દોડાવી મૂક્યો. પાછળ કૂતરો પણ દોડવા લાગ્યો. કુમારે મહેલમાં જઈ સૌપ્રથમ રાણીમાને આ વાત કરી. રાણીમાની શ્રદ્ધા ફળી. રાણીએ રાજાને વાત કરી. સોલંકી રાજાએ પોતાના પરમમિત્ર પાટણના ચાવડાને તેમજ સૌ નગરજનોને આ ચમત્કારની વાત કરી. જગદંબા ભવાની બહુચરાજીએ નારીમાંથી સોલંકીને નર બનાવ્યો. આ સોલંકી રાજાએ માનું મંદિર બંધાવ્યું જેમના પરચાની સાક્ષીરૂપ ચુંવાળની શોભા બની ઊભું છે.

## કૂકડા સજીવન થયા

ભક્ત કવિ વલ્લભ ભટ્ટે આ પ્રકારની હકીકત જણાવી છે.

દિલ્હીનો સુલતાન અલ્લાઉદ્દીન બીજો જે ખૂની સુલતાનના નામથી પણ જાણીતો છે, તેણે (ઈ.સ. ૧૨૯૫ થી ૧૩૧૬) પાટણ જીતીને ગુજરાતના હિન્દુ દેવી-દેવતાઓનાં સ્થાનો તોડવાં લાગ્યો. તેણે સિદ્ધપુરના રુદ્રમાળને તોડ્યા પછી શ્રી બાલા ત્રિપુરાસુંદરી બહુચરાજીની ખ્યાતિ સાંભળીને તે ધામનો નાશ કરવા લશ્કરને મોકલ્યું. મુસલમાન સૈન્યે અહીં આવી માતાજીની વાહનરૂપ કૂકડા, જે મોટી સંખ્યામાં હતા, તેને મારીને તેનો ભક્ષણ કરવા લાગ્યા. માત્ર એક કૂકડો બચી ગયો. રાત્રીએ સૌ સૂઈ રહ્યા પછી પેલો બચેલો કૂકડો પરોઢ થતા મા બહુચરીને પુકારતો હોય તેમ 'કૂકડે-કૂઉ' એમ બૂમો પાડવા લાગ્યો. આ બૂમ સાંભળી જે જે મુસલમાન સૈનિકોએ કૂકડા ખાધા હતા તે સહુ સિપાહીના પેટમાં કૂકડા સજીવન થઈ 'કૂકડે-કૂઉ બહુચરી' એમ બોલવા લાગ્યા અને તેમના પેટ ફાડી ને કૂકડા બહાર નીકળી આવ્યા. બાદશાહે મોકલેલું લશ્કર નાશ પામ્યું. જ્યારે પાટણમાં સુલતાન અલ્લાઉદ્દીનને આ વાતની જાણ થઈ ત્યારે તે પાટણ છોડી દિલ્હી તરફ કૂચ કરી ગયો. આ રીતે બીજાં હિન્દુ મંદિરો નાશ થતાં માએ બચાવ્યાં.



## પાવૈયાની ભેખની ગાદી સ્થપાઈ

મહાભારતમાં ભીષ્મ પિતામહ જેવા મહારથીને યુદ્ધમાં પછાડનાર દ્રૌપદીનો ભાઈ દ્રુપદ રાજાનો દીકરો શિખંડી વ્યંઢળ હતો. યુદ્ધમાં ભીષ્મને હણ્યા પછી શિખંડી જગમાં વીરપુરુષ તરીકે પ્રખ્યાત થયો. આથી વ્યંઢળ શિખંડી શરમાયો અને પંચાલ દેશ છોડી ગુજરાત તરફ આવી ચડ્યો, અને રખડતો રખડતો તે ચુંવાળ પંથકમાં પહોંચ્યો. ચુંવાળમાં બહુચરાજીના માનસરોવર જેમાં સજીવન જળ હતું, તેમાં નાહવાથી નારીમાંથી નર બનતો. એ તળાવની ચોકી કરવા ભગવતી ભવાનીએ જાંભક નામના એક યક્ષને બેસાડ્યો હતો. શિખંડી રખડતો-ભટકતો આ માનસરોવર પાસે પહોંચ્યો અને પોતે આત્મહત્યા કરી લેવાનો વિચાર કર્યો. જાંભક યક્ષ શિખંડીનો વિચાર જાણી ગયો અને તેને પૂછવા લાગ્યો : "શા માટે તે આપઘાત કરવા વિચારે છે ?" ત્યારે શિખંડીએ જવાબ આપ્યો : "જગતના શ્રેષ્ઠ મહારથી ભીષ્મને મારવાથી મારી કીર્તિ સંપૂર્ણ ભારતમાં ફેલાઈ છે. પણ હું વ્યંઢળ હોવાથી જગતને મોં બતાવી શકતો નથી. આવા જીવનથી તો મૃત્યુ બહેતર છે, માટે હું આત્મઘાત કરવા વિચારી રહ્યો છું."

જાંભક યક્ષે તેને સજીવન જળમાં નવરાવ્યો. નાહતાની સાથે જ શિખંડી પૂર્ણ પુરુષત્વને પામ્યો. આ વાતની ખબર જાંભકના ગુરુ યંગળ યક્ષને થઈ. તેણે જાંભકને બોલાવી પોતાની રજા સિવાય શિખંડીને માનસરોવરમાં સ્નાન કેમ કરાવ્યું ? એમ કહી જાંભક યક્ષને શાપ આપ્યો કે 'તું પાવૈયો થઈશ.'

જાંભક આ સાંભળી ઘણો દુ:ખી થયો ને ગુરુનો શાપ પણ વરદાન જેમ માથે ચડાવ્યો. આથી તેના ગુરુએ ખુશ થઈ તેને કહ્યું : "મારું વચન મિથ્યા તો નહિ થાય, પણ તારા નામથી આ સ્થળ પાવૈયાઓનું ભેખનું કેન્દ્રસ્થાન ગણાશે. જે વ્યંઢળ આ પીઠનો ભેખધારી હશે તે સ્ત્રીવેશે માના ગુણ ગાશે તો તેનો ઉદ્ધાર થશે. બીજા જન્મમાં તે પૂર્ણ પુરુષ તરીકે અવતાર ધારણ કરશે." આમ યક્ષ યંગળના શાપના કારણે બહુચરાજી હીજડાઓનું કેન્દ્રસ્થાન ગણાય છે.

## માએ વલ્લભ ભટ્ટ બની નાતને જમાડી

જાણીતા કવિ વલ્લભ ભટ્ટ બહુચરમાના અનન્ય ભક્ત હતા. એક દિવસ તેઓ વૈષ્ણવ મંદિરમાં શ્રીજીનાં દર્શન કરવા ગયા. નિજમંદિર બંધ હતું. થોડીવાર પછી દ્વાર ઊઘડયાં એટલે અનાયાસે વલ્લભ ભટ્ટથી જોરથી 'બહુચર માતકી જય' બોલાઈ જવાયું. શ્રીજીની જય બોલવાને બદલે 'બહુચરમાતકી જય' સાંભળી દર્શનાર્થી વૈષ્ણવો ખિજાયાં અને વલ્લભ ભટ્ટ ઉપર બધા તૂટી પડયાં. સારા પ્રમાણમાં તેમને માર મારવામાં આવ્યો. છેવટે મંદિરના સત્તાધીશોએ તેમને કારાવાસમાં પૂર્યા.

મધરાત થતાં બહુચરમા કારાવાસમાં ભોજનનો થાળ લઈ વલ્લભ ભટ્ટને જમાડવા માટે આવ્યાં. માતાજીએ ભટ્ટજીના શરીર ઉપર હાથ ફેરવી ધીમેથી તેમને જગાડયા અને ભોજન જમી લેવા કહ્યું. ત્યારે ભટ્ટજીએ જમવાની ના પાડી અને કહ્યું: "માતાજી, તમે શ્રીજીના સ્થાને પ્રગટ થઈ બધાંને દર્શન આપો."

ભટ્ટજીનું વચન માન્ય રાખી માએ બહુચર રૂપે નિજ મંદિરમાં બધાંને દર્શન આપ્યાં.

એક દિવસ મેવાડાની જ્ઞાતિના માણસોએ ભેગા થઈ વલ્લભ ભટ્ટને આખી નાતને રસ-રોટલીનું જમણ આપવા આગ્રહ કર્યો. ભટ્ટજીથી ના પાડી શકાયું નહિ અને કબૂલ કર્યુ. ભટ્ટજીએ 'હા' તો પાડી, પણ નાતને જમાડવી તે તેમના માટે શક્ય નહોતું. તેમણે બહુચરમાને પોતાના ભક્તની લાજ રાખવા વિનંતી કરી.

બહુચરમાએ વલ્લભ ભટ્ટનું રૂપ લઈ મેવાડાની આખી નાતને રસ-રોટલીનું ભરપેટ જમણ જમાડયું.

## શ્રીમંત સરકાર ગાયકવાડ

વડોદરા રાજવી શ્રીમંત સરકાર માનાજી ગાયકવાડ માના પરમભક્ત હતા. તેમને શરીરપીડામાંથી માએ મુક્ત કરાવ્યા હતા. હાલનું મંદિર શ્રીમંત સરકારે બંધાવેલું છે. માતાજીની આજ્ઞા લઈ વડોદરામાં માનું મંદિર બંધાવ્યું, જે અંશભૂત શક્તિપીઠ ગણાય છે. અહીં પણ ગાયત્રી યંત્રની પૂજા થાય છે. મા સૌના મનોરથ પૂર્ણ કરે છે.

માના આવા તો અનેક પરચાઓ પ્રચલિત છે. શ્રદ્ધાથી ભજે તેના સર્વ મનોરથ મા પૂર્ણ કરે એ જ અભ્યર્થના.



# ગરબાઓ

## બહુચરનો દરબાર રે

બળી બહુચરનો દરબાર રે, કલ્પવૃક્ષ જેવો રે
મા આપે પદારથ ચાર, સાચેથી સેવા રે. બાળી...
એને સેવે સદા સુરીજન રે, હરિહર દાતા રે
મોટા મુનિ તમે મહાવન્ય, નિશ દિન ગાતા રે. બાળી...
આપે બાળા ત્રિપુરા નામ રે, કામ દુર્ગા ગાય રે
કીધાં દેવી મુનિનાં કામ, વરદાયિની માય રે. બાળી...
વસે શંખલપુર ચુંવાળ રે, ગોખમાં ગાજે રે
નિજ ભક્ત તણા પ્રતિપાળ, ભવદુઃખ ભાંગે રે. બાળી...
અંબા ધર્મ તણી ધજાય રે, સંગ નિત્ય આવે રે
પારે હોમ-હવન બહુ થાય રે, બ્રહ્મને ભાવે રે બાળી...
ત્યાં તો શિખર સોહામણું ધામ રે, દેવલ દીઠું રે
વાસો વસીએ સદા અષ્ટજામ, અમૃતથી મીઠું રે. બાળી...
ખેલે યાચર રૂડાં મૃગ રે, બહુચરી બોલે રે
જુએ પારે ઝૂલે સર્વ લોક, નાવે કોઈ તોલે રે. બાળી...
પીઠે અંતરીક્ષ પૂજા કરી પ્રેમે રે, અંગીઓ ચઢાવે રે
ખરચે ધન તે રૂડે દિન, જન તનને લડાવે રે. બાળી...
પોતે માનસરોવર ન્હાય રે, કુમ કુમ ચોળે રે
મોઢે છંદ અંબાના ગાય, મુખ તંબોળ રે. બાળી...
તમે ગાન તાન ને રંગરંગ રે, આઈ નિત્ય ખેલે રે
તારા ભક્ત જુએ જગશીર, રક્ત રંગની રેલે રે. બાળી...
વ્યાસ વલ્લભ ને વસિષ્ઠ રે, જય મુનિ સેવે રે
માર્કંડ વાણી તું ઇષ્ટ, દેવાધિદેવ રે. બાળી...
બીજી સચરાચર સગાઈ રે, મોત વિના ખોટી રે
તમે ભૂલા ભમો છો ભાઈ, એ વાત મોટી રે. બાળી...
કર જોડી કહે 'યદુરામ' રે, બહુચરનો દાસ રે
ગાય ગરબા અણીને પ્રેમ, પૂરો તેની આશ રે. બાળી...

## મા બહુચરાં દરબાર રે

પાટણવાડું માનું પરગણું રે મા !
વસિયાં ચુંવાણ ચોક રે, બાળી મા બહુચરા રે
ફૂલફગરનો અંબે હો ઘાઘરો રે મા !
માને સાળુડે કસબી કોર રે બાળી મા બહુચરા રે
લીલા તે ગજનું અંબે હો કપડું રે મા !
માને ગળે મોતીનો હાર રે, બાળી મા બહુચરા રે
પાટણવાડું માનું પરગણું રે મા !
વસિયાં ચુંવાળ ચોક રે, બાળી મા બહુચરા રે
બાંહે બાજુબંધ, અંબે હો બેરખા રે મા !
માને કંકણ રતન જડાવ રે, બાળી મા બહુચરા રે
લીલાવટ ટીલડી, અંબે હો શોભતી રે મા !
માને હૈયાના હીરાના હાર રે, બાળી મા બહુચરા રે
માથે ગૂંથ્યાં રે, અંબે હો મીણિયા રે મા !
માને સેંથામાં શોલે સિંદૂર રે, બાળી મા બહુચરા રે
પાટણવાડું માનું પરગણું રે મા !
વસિયાં ચુંવાણ ચોક રે, બાળી મા બહુચરા રે
ઓઢી પહેરીને, અંબે હો સિધાવિયાં રે મા !
માએ ભક્તોની કીધી બહાર રે, બાળી મા બહુચરા રે
ભટ્ટ રે 'વલ્લભ'ની, અંબે હો વિનંતી રે મા!
માની ઉતારોને ભવ પાર રે, બાળી મા બહુચરા રે

## બહુચરમાના દેહરા પાછળ

બહુચરમાના દહેરા પાછળ, કૂકડે કૂક બોલે
ઓ કૂકડા તારી બોલી, મને મીઠી મીઠી લાગે. બાળી...
બહુચર બહુચરનો શોર, ગગનમાં જે ગાજે
ઓ કૂકડા તારી બોલી, મને મીઠી મીઠી લાગે. બાળી...
ચુંવાળ ચોકે મસ્ત બનીને, માના નામે ડાલે



ઓ કૂકડા તારી બોલી, મને મીઠી મીઠી લાગે. બાળી...
ભક્ષ તારો કરવા કાજે, મોગલ સૈન્ય બોલે
ઓ કૂકડા તારી બોલી, મને મીઠી મીઠી લાગે. બાળી...
પાપીઓના હાથ ચઢ્યો, ત્યારે જીવ ચઢ્યો ચગડોળે
ઓ કૂકડા તારી બોલી, મને મીઠી મીઠી લાગે. બાળી...
મોગલોનું સૈન્ય ઘેરાયું, ત્યારે ઘેનમાં એ ઘોળે
ઓ કૂકડા તારી બોલી, મને મીઠી મીઠી લાગે. બાળી...
બહુચરમાએ પરચો દીધો, પેટમાં તું બોલે
ઓ કૂકડા તારી બોલી, મને મીઠી મીઠી લાગે. બાળી...
ભક્ત સાચો તું છે માનો, પડઘો ચારે કોરે
ઓ કૂકડા તારી બોલી, મને મીઠી મીઠી લાગે. બાળી...
'ચંદુ' બની છડીદાર માનો, મને ચમ્મર ઢોળે
ઓ કૂકડા તારી બોલી, મને મીઠી મીઠી લાગે. બાળી...

## શંખલપુર સોહામણું રે

શંખલપુર અતિ સોહામણું રે,
ત્યાં છે તમારો વાસ, મારી બહુચરા ...શંખલપુર...
દીવા બળે માને ઘી તણા રે,
આઠે પ્રહર અજવાશ, મારી બહુચરા ...શંખલપુર...
બુદ્ધિ આપોને મા બહુચરા રે,
હું છું તમારો દાસ, મારી બહુચરા ...શંખલપુર...
પાટણવાડું મા પરગણું રે,
ગાયકવાડી ગામ, મારી બહુચરા ...શંખલપુર...
આંધળા આવે પોકારતા રે,
આવે છે માજીની પાસ, મારી બહુચરા ...શંખલપુર...
નેત્ર આપોને માની રખવા રે,
હસતા રમતા જાય, મારી બહુચરા ...શંખલપુર...
વાંઝિયા આવે પોકરતા રે,

આવે છે માજીની પાસ, મારી બહુચરા ...શંખલપુર...
પુત્ર આપોને મૈયા પારણે રે,
ગુણ તમારા ગાય, મારી બહુચરા ...શંખલપુર...
ઘોડી તણો ઘોડો કીધો રે,
નારીનો કીધો મર્દ, મારી બહુચરા ...શંખલપુર...
અસુર તણા દળ આવિયા રે,
આવ્યા છે માની પાસ, મારી બહુચરા ...શંખલપુર...
કૂકડિયા માતા તણા રે,
તળ્યા તવાની માંય, મારી બહુચરા ...શંખલપુર...
મૂએલા મૃગ બોલાવિયા રે,
અસુર તણા પેટમાંય, મારી બહુચરા ...શંખલપુર...
દાસ 'વલ્લભ' માને વિનવે રે,
હું છું તમારો દાસ, મારી બહુચરા ...શંખલપુર...

## જય બહુચર બાળી

જય બહુચર બાળી, જય બહુચર બાળી
આરાસુરમાં અંબામા, પાવાગઢમાં કાળી. જય...
ઉતમપે ઓઢણ ગાટ પેરણ કડકડતી સાડી, મા (૨)
કૂકડા કરે કલ્લોલ, છંદે દે તાળી. જય...
માંગ ભરા સિંદૂર, રવિ શશી અજવાળી, મા (૨)
નાકે વેસરવર મોર મા, નાકે મોતીની વાળી. જય...
નિર્મળ જ્યોત સ્વરૂપ, જોતાં દિવાળી, મા (૨)
ભગતના પાળા લાડમા, એવી મા મતવાળી. જય...
નવજોબન ભરપૂર હીંડે, લટકાળી મોરી, મા (૨)
દર્પણ લઈને હાથમાં, જોતાં મુખ નિહાળી. જય...
મનઈ હરખા દેવ વાચા, તમે પાળી મા, (૨)
દૈત્ય દુષ્ટને હણવામાં, દર્દ બેઠા રથ ઝાલી. જય...
મા દુઃખ ટાળીને સુખ આપ, સુખની ખુશાલી મા, (૨)
દર્શન તારા દુર્લભ મા, ચુંવાળે બાળી. જય...



કેટલા ભરા રણસુર મા, કેટલા ત્રિશૂળધારી, મા (૨)
અવનિત પડીઓ રંગમાં, જોતાં મુખ નિહાળી. જય...
હિમાચલ વાસો વસે મા, રૂપે રઢિયાળી, મા (૨)
મા જે પામ્યાં દર્શન, તેને દિવાળી. જય...
શંકર વસે કૈલાસ, કંઠ વિષ ધરતા, મા (૨)
કિરપા કરીને માતમે ઉગાર્યા, રાખ્યા વિષ ધૂતા. જય...
મા રણ ભરીઓ ભંડાર, ઉપની બહુ સારી, મા (૨)
કર જોડીને કહે ભક્ત 'વલ્લભ' વૈકુંઠે જાશે. જય...

# બહુચરમાની આરતીઓ

## કર્યો ત્રિલોક પર ઉપકાર

(રાગ : મૈં તો આરતી ઉતારું રે સંતોષી માતા કી)

કર્યો ત્રિલોક પર ઉપકાર, બાળા બહુચરી
તારા પરચાનો નહિ પાર, બાળા બહુચરી
સ્વર્ગેથી ભક્તોનાં દુઃખ હરવા આવતી
પળમાં નારીમાંથી નર તું પ્રગટાવતી
સદા દુઃખિયાની કરજે તું વહાર, બાળા બહુચરી.
વિક્રમ રાજાની તેં, પત રાખી માતા
કાલરીની કુંવરીની થઈ તું વિધાતા
જોયો દુનિયાએ તારો ચમત્કાર, બાળા બહુચરી.
દંઢાસુર માર્યો છે માતા 'હું' કારથી
મારા આતમ્ રથના થાજો મા સારથી
'બળવંત' આરતી ઉતારે વારંવાર, બાળા બહુચરી

## મોતીડે વધાવું ને મંગળ ગાઉં

મોતીડે વધાવું ને મંગળ ગાઉં
મારી બહુચરમાને વારણે જાઉં
આરતી કીજે બહુચર માત રીઝે.
મા તાલ મૃદંગ વેણારસ વાજે
આ શોભા બહુચરમાને છાજે

આરતી કીજે બહુચર માત રીઝે
મા નૃત્ય કરે ને ઉદો ઉદો થાય
માને ઘેલો ભક્ત બલિહારણ જાય
આરતી કીજે બહુચર માત રીઝે.

## બહુચરમાનો થાળ

આવો આવોને બહુચર માત કે જમવા આવોને
જપું જાપ દિન-રાત કે જમવા આવોને.
ચંદન-કેસર ચર્ચી બાજોઠે બેસાડું
આવો કરવા પૂરી મુજ આશ કે જમવા આવોને
દાળ ભાત શાક લાડુ સવૈયા
પૂરી ને પાપડ સંગાથ કે, જમવા આવોને.
કેસરી દૂધપાક પકવાન પીરસ્યાં
ભોજન બત્રીસ જાત કે, જમવા આવોને.
જમ્યા પછી પાન બીડું લેજો મા
એ તો લવિંગ એલચી સાથ કે, જમવા આવોને.
સેવા-પૂજા કરું માની-પ્રેમ તમારી
ઢોળું ચમ્મર કરું માની પ્રેમ તમારી
આજ પાવન કરો ગૃહે મારા પધારી
વાટ જુએ દિન-રાત કે જમવા આવોને.

(૨)

ઘેલી રે બની હું બહુચર જમવા પધાર્યા
માના પગ ધોવા મેં તો આંસુઓ સાર્યા
બાસુદીમાં ખાંડ બદલે મીઠું નંખાયું
નૈવેદ્ય જાણી માડી મુજથી નથી એ ચખાયું
દૂધને નાખ્યું છે ભૂલથી દાળમાં હે માડી
પાણી બદલે ઘીને ઢોળ્યું ખાળમાં હે માડી
ખાંડ બધી શાકમાં નખાઈ ગઈ માતા
મરચું શીરામાં પધરાવ્યું છે વિધાતા
જમ્યા મારા ભોજનિયા ભોળા રે ભવાની
મારી માવડીએ મને ગણી છે દીવાની.

**(સમાપ્ત)**